અગ્નિનો યોગ જરૂરી છે. ત્યારે જ વિવેકરૂપી દીવો પ્રગટે છે. એને માયાનો વાયુ ન અડે એવું નિવૃત્તિસ્થાન જોઈએ. નહીં તો માયા, મોહ, છળકપટરૂપી વાયુથી તે હોલવાઇ જાય. જીવન ક્રોધ, માન, માયા, વિષય, વિકાર, તૃષ્ણા, ઈર્ષ્યા, અહંકાર, ભ્રમણા જેવા અનેક દોષોથી ભરેલું છે. મિત્રાદષ્ટિવાળો સાધક શાસ્ત્રશ્રવણ કરતાં કરતાં પોતાના અંતરને જોતાં શીખે છે. પોતાની જાતને આ રીતે જુએ છે કે હું કયાં ? મારું સ્થાન કયાં ? કેટલાં બંધનોથી હું બંધાયો છું ? મારી શક્તિ કેટલી ? મારે શું કરવું જોઇએ ? અને શું કરી રહ્યો છું ? વગેરે.

## જીવન-નિરીક્ષણની આવશ્યકતા

રોજ જીવનને તપાસતાં શીખો. જીવનનિરીક્ષણ કરતાં શીખો. અને જુઓ.

**प्रत्यहं प्रत्यवेक्षेत नरः चारित्र्यमात्मनः**
**किंनु मे पशुभिस्तुल्यं किंनु सत्पुरुषैरिति ।**

હું કોના જેવો છું ? મારું જીવન કોના જેવું છે ? સિંહ જેવું ? દીપડા જેવું ? સાંઢ જેવું ? બિલાડા જેવું ? નાગ જેવું કે રાક્ષસ જેવું ? કે સત્પુરુષના જેવું છે કે સામાન્ય માણસના જેવું છે ?

વેપારીનો દીકરો બાપના શિક્ષણથી દુકાનમાં દગો કરતાં શીખે, ઓછું આપતાં શીખે, તો પણ તેનો બાપ કહેશે હોશિયાર તો બહુ થયો. એ મારા જેવી બધી રમત શીખી ગયો. તેથી છેતરશે ખરો પણ છેતરાશે તો નહીં જ. બાપ હરખાય છે પણ વિચાર નથી કરતો કે, સાથે તો પાપ આવશે. પૈસા વગેરે મેળવેલ તો પડ્યું રહેશે. તો આવો ધંધો છોકરાને શા માટે શીખવું છું ? આપણા સ્થૂળ શરીરમાં આપણું સૂક્ષ્મ શરીર રહ્યું છે. જેની જેવી ટેવ, આદત, રુચિ, ભાવના, તેવું તેનું શરીરનું ઘડતર થાય અને તે ઘડતરને અનુરૂપ સ્થળે તે મરીને ઉત્પન્ન થાય.

સદ્‌વિચારથી, સદ્‌વાચનથી, સત્સંગથી સંસ્કારિતા પ્રાપ્ત કરી હોય તો મરણાંતે સદ્‌ગતિ પ્રાપ્ત કરે અને કુસંગ, સ્વાર્થવૃત્તિ, દુષ્ટભાવોથી જીવન નષ્ટ કરે છે તે દુર્યોધન નાયક જેવો થાય છે.

જૈન સૂત્રોમાં દુર્યોધન નામક દંડનાયકનો અધિકાર વિપાકસૂત્રના છઠ્ઠા અધ્યયનમાં આવે છે. ત્યાં શ્રમણ ગૌતમના પ્રશ્નોના ભગવાન મહાવીરે જવાબો આપ્યા છે. દુર્યોધન, સિંહપુર નગરનો એક મહાદુષ્ટ અને અન્યાયી ફોજદાર હતો. સૌજન્યની સેવા અને દુષ્ટતાનો દંડ એવી એની ફરજ છતાં દુષ્ટ સંસ્કારોને લીધે તે સમજતો નહીં. પૈસા મેળવવા, પોતાનું માની લીધેલું સ્થાન જમાવવા માટે બસ મારવું, કૂટવું અને ત્રાસ આપવો એમાં એને આનંદ આવતો. અહા ! જીવનની દશા તો જુઓ. બળહીન થઈને મરવા પડેલા ગધેડાનો વાંસો ફોલતા કાગડાને ખબર નથી હોતી કે ગધેડાના જીવને કેટલું દુઃખ થતું હશે ! કોઈ લાયક અને ખાનદાન કુટુંબનો દીકરો કરજમાં ડૂબ્યો હોય તો શાહુકાર એમ નથી સમજતો કે મારી પાસે પુષ્કળ દોલત છે, તે નહીં આપે તો શું થયું ? તેવી વૃત્તિવાળાને એમ ન થાય કે હું પાપી છું. મારામાં કાગવૃત્તિ છે. એ તો એક જ વાત સમજે કે મારું લેણું છે ને ? ગમે તેમ કરીને 'येन केन प्रकारेण' તે વસૂલ કરવાનો મારો જન્મસિદ્ધ હક્ક છે. કરજદારની સ્ત્રીના અને બચ્ચાંના દાગીના વેચાઈ જતા હોય છતાં મદદનો હાથ આપવાની વાત તો કોરે રહી, પણ થોડી ધીરજ પણ ખમી શકે નહીં. કોણ કહેશે કે આમાં માણસાઈ છે !

આ દુર્યોધને લોકોને લૂંટવા, તેમની લાજ લેવી, ખોટા કેસો ઊભા કરી લાંચ-રુશ્વત લઈ છોડી દેવા, એવું ક્રૂર જીવન ગાળતાં ઘણો કાળ કાઢયો. જેમ જેમ અધર્મ આચરતો ગયો તેમ તેમ લક્ષ્મી અને બળ વધતું ગયું. પણ એ ભૂલી ગયો હતો કે દુઃખ દેવાનું આખરી પરિણામ દુઃખ જ હોય છે, સુખ કદી નથી હોતું. એ તો વર્તમાનના ધમધમાટમાં ભવિષ્ય દેખતો નહીં. પોતાની સુખસગવડ આડે બીજાની

મુસીબતો તરફ દુર્લક્ષ કરતો. જેમ બંટીમાંથી બાજરો કે મકું નથી ઊગતા, તેમ દુઃખ ને તિરસ્કારના વાવેતરથી તિરસ્કાર સિવાય શું ઊગે? અનંત વડોના કારણભૂત વડનું બીજ એક જ હોય છે, તેમ અનંત દુઃખના કારણરૂપ પણ અન્ય પ્રાણીઓ સાથે દુઃખદ વ્યવહાર જ હોય છે. માણસના પાપમાં અનેક પાપ સમાયેલાં છે. અનેક ભવની પરંપરા સુધી તેનાં ફળ ભોગવવાનાં હોય છે. પણ જીવ એવું વિચારે તો ને?

## ઈશ્વર છે જ ક્યાં?

દુર્યોધન તો એમ જ સમજતો કે મારું નામ લેનાર આ જગતમાં છે જ કોણ? કોણ રખેવાળ બેઠો છે? ભગવાન જેવી વસ્તુ જ શું છે? અને તે કરતો પણ ધારેલું જ. ધારે તેની આબરૂ લૂંટે, હાથ, કાન, નાક કાપી નાખે. આખા સિંહપુર નગરમાં દુર્યોધનના નામમાત્રથી જ લોકો કંપી ઊઠે. રાક્ષસ જેવી એની પ્રકૃતિ હતી. ત્રાસ પમાડે એવાં ચિહ્નો એના ચહેરા પર ચોખ્ખાં દેખાઈ આવતાં. દુષ્ટ પ્રકૃતિની કજિયાળી સાસુને જોઈ વહુ ત્રાસે, કાળા નાગને જોઈ માણસ ત્રાસે. કારણ? તમે જાણો છો, એનામાં કંઈ ભર્યું છે. એમાં ઝેર ભર્યું છે. તે છતાં આવો કાળો નાગ તો એ, ચાર, પાંચ માણસોની જ જિંદગી ખુવાર કરે. પણ માણસની હૃદય-ગુફામાં તો એવા અનેક વિકરાળ સિંહો, દીપડાઓ અને કાળા નાગો ભર્યા છે જે હજારોના જીવ લે. એક સમજપૂર્વકની સાચી ધર્મ-કરણી જ એ રાક્ષસી ભાવોને હઠાવે છે, પાપવૃત્તિઓ દૂર કરે છે. જેમ લાભ-ખોટનો હિસાબ વેપારી મેળવે તેમ આપણે પણ અહીં તાળો મેળવી શકીએ કે કેટલી પાપવૃત્તિઓ હઠી. પણ જુએ જ કોણ? વિચારે જ કોણ!

કસાઈના દીકરાને વિચાર ન આવે કે બકરો આટલો કેમ તરફડે છે! એ તો હમેશાની ટેવથી ટેવાઈ જ ગયેલો હોય છે. દુકાનમાં બેઠેલો વેપારી–જીવદયાવાળો ઓછું આપે, માલમાં દગો કરે, પણ પોતાની

આ ખાણીઓ તે કળી પણ ન શકે. પણ લેનાર તો જરૂર કળી જાય. કોથળામાં પાંચશેરી ભરીને કૂતરાને મારી હોય તો બીજા ભલે તરત ન કળી શકે; પણ કૂતરાને ખબર પડે જ કે કોથળાની અંદર સખત કંઈક છે. બીજો ન સમજી શકે એટલે અચંબો પામે કે ખાલી કોથળાના મારથી કૂતરો રાડો કેમ પાડતો હશે? જેવી રીતે ભંગીને જરા દુર્ગંધ હોય તો તે જણાતી નથી, પણ હંમેશ કરતાં વધુ હોય તો જ જણાય છે, તેવી જ રીતે જે પ્રકારનાં પાપોથી મન ટેવાઈ ગયું હોય છે તે પાપ તેને તરત નજરે નથી ચડતું.

દુર્યોધન પણ તેની પ્રવૃત્તિમાં ટેવાઈ ગયેલો હતો. પણ જેમ જેમ મોટર મજલ કાપે તેમ તેમ તેના મીટરનો આંકડો ચડતો જાય છે. તે જ પ્રમાણે માણસ જેમ અધર્મ આચરે છે, તેમ તેમ તેનાં કર્મનો મીટર પણ ચડે છે. વળી જેમ પેટ્રોલ પૂરું થતાં ગાડી અટકે છે તેવી જ રીતે પુણ્ય હોય ત્યાં સુધી માણસ તાગડધિન્ના કરવાનો. સિંહપુર નગરનો જમાદાર ગમે તે કરે તે ચાલતું હતું, કારણ કે તેનું પુણ્ય પહોંચતું હતું. પુણ્યના અને પાપના પ્રકાર સમજવા જેવા છે.

દુર્યોધનનું પુણ્ય એટલે કે સાધનસંપત્તિ; પણ દૃષ્ટિ નિર્મળ નહીં એટલે તે ઘણાં પાપને કરાવે. તેનાં પાપાનુબંધી પુણ્ય હતાં ક્ષણ સુખ મળતું હોય, પણ તેમાં ઘણા કાળનાં દુઃખો સિંચાયેલ હોય છે, એની એને ખબર નહોતી. એટલે આવાં પાપકર્મો કરતાં કરતાં એક દિવસ પાપનું પરિણામ ઉદયમાં આવશે અને આખો ક્રમ ઉલટાઈ જશે. પછી "જેમ નાખે તેમ પાસરાં" ને બદલે ગાડું આમ ઊંધું જ ચાલશે એમ એને ખબર હોત તો! તો તો કૈંકનાં જીવન ખાટાં કરી નાખ્યાં, કેટલાયના ઊભાં વાળી ભસ્મીભૂત કર્યાં તે કદાચ તે ન કરત.

ખરેખર પાપનો ઉદય જ્યારે થાય છે ત્યારે પાપી માણસ પણ પામર બની જાય છે. જેની દૃષ્ટિ નિર્મળ થઈ જાય છે, જેને સાચો

શહ સમજાય છે, આ પરિપાક મારા જ વાવેલનો છે, તે શૌર્ય વડે પોતાનાં પૂર્વકર્મજન્ય દુ:ખને સમજાવે સહન કરે છે અને ચેતીને ચાલે છે. નવાં કર્મ નથી બાંધતો. અહો! પાપનો ઉદય થાય ને વ્યાધિ ઊપડી આવે ત્યાર પછી વૈદ, ડૉક્ટરો, હકીમો કેવા નકામા થઈ જાય છે? એવો માણસ રાડો પાડ્યા કરે. એને એક મિનિટ પણ ચેન ન પડે. તો દિવસ સુખેથી ક્યાંથી જાય?

કદાચ પાપીને આ ભવે કશું ન થાય, તો લોકો કહેશે કે ભગવાન ઊંઘે છે, કુદરતમાં ન્યાય નથી; નહિ તો આટલો અધર્મી મોજ કેમ કરે? પણ એમ નથી. મોટેભાગે તો છેવટ સુધીમાં પાપો તેનો થોડો પરચો બતાવે છે. કદાચ આ ભવે ઉદયમાં ન આવે છતાં પાપનાં ફળ તો સેંકડો વર્ષ પછી પણ ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે ગમે ત્યાં અને ગમે ત્યારે ભોગવવા જ પડે છે. કહ્યું છે કે:—

"જબલગ તેરા પુણ્યકા, પહોંચ્યા નહીં કરાર,
તબલગ પાપો દબ રહે, ગુન્હી કરો હજાર."

× × ×

આ સત્ય દરેક માણસ સાંભળે, સમજે, અને સમજીને બીજાને દુ:ખ ન આપે અને પોતે અધર્મી ન બને.

### દુર્યોધનનો છેવટનો અંજામ

પાપ કરવામાં પાગલ થયેલ. પોતાના તોરમાં બેફામ બનેલ દુર્યોધન મરતાં પહેલાં અસહ્ય વ્યાધિથી ઘેરાઈ ગયો. વૈદ અને હકીમોના સર્વ ઉપાયો નિષ્ફળ ગયા. ન દેખી શકાય, ન વર્ણવી શકાય એવી વેદના દીર્ઘકાળ ભોગવી ધીમે ધીમે આયુષ્ય પૂરું થયું અને દુર્યોધન મરણ પામ્યો. શાસ્ત્રકારો કહે છે, "એનો આત્મા બાવીસ સાગર જેટલા લાંબા કાળ સુધી નરકની વેદના ભોગવવા ગયો. ત્યાં અપાર વેદના નિયતકાળ સુધી ભોગવીને ત્યાંથી નીકળી મથુરા નગરીમાં શ્રીદામ રાજાને ત્યાં એણે જન્મ લીધો.

પણ મૂળ સંસ્કારો ગયા નહિ. નંદીવર્ધન એનું નામ. તેનામાં એવી ભાવના રહી ગઈ કે, રાજ્યની લગામ મારા હાથમાં આવે તો હું મારી સત્તાનો દોર ચલાવું. બાપ હશે ત્યાં મજા નહીં આવે અને બાપ કોણ જાણે ક્યાં સુધી જીવશે? પૂર્વ કાળની રાક્ષસી ભાવના એવી પ્રબળ હતી કે, એ ઓઘદષ્ટિના ઉલ્લા પગથિયા પર હતો. એના મનમાં એવો વિચાર ઘૂંટાયા કરતો હતો કે, મારા પિતાને મારી નાખવા સારુ હું શું કરું? ઝેર આપું? છરો ચલાવું? દગો કરું? કે બીજા કોઇની પાસે મારી નખાવું? વિચાર કરી કરીને તેણે આ દુષ્ટ કામ એક ચિત્તનામના હજામને હાથે કરાવી લેવાનો નિર્ણય કર્યો. હજામને ધનની, વજીરપદની લાલચ આપીને લલચાવ્યો. હજામે લાલચથી લલચાઈ હા કહી. પણ એ કામ કરવું કેવી રીતે? હજામત કરતી વખતે રાજાનો પ્રાણ લેવાનો વિચાર તો તેણે ગોઠવ્યો. એ પણ બચ્ચાનો ખેલ ન હતો. તેનામાં એટલી હિમ્મત પણ ન હતી અને કંઇક પ્રભુનો ડર પણ હતો. એટલે માંડમાડ અસ્ત્રો તો તૈયાર કર્યો અને હજામત કરતાં કરતાં જેવો ઊંડો ઘા કરવાનો વિકલ્પ કરે છે, ત્યાં હાથ હેબતાઇ ગયો! રાજા પણ ભેદ પામી ગયો. હજામના ભાવોની તેને ખબર પડી ગઇ. રાજાએ કહ્યું, 'તું સાચું બોલી નાખીશ તો તારો ગુનો માફ કરીશ.' હજામે ગુનાનો એકરાર કીધો. કોઇ દિવસ એવું કામ કરેલું નહિ એટલે હજામ ઢીલો પડી ગયો અને રડી પડયો. તેણે તમામ ખરી વાત કહી દીધી. કારણ? રાજાનું પુણ્ય અને આયુષ્ય બળવાન હતાં.

### રાક્ષસી ભાવનાનો બૂરો અંજામ

રાજાના મનમાં એમ થયું કે, નંદીવર્ધન મારો પુત્ર છે, યુવરાજ છે. છતાં તેણે તરત જ તેને કેદ કરાવ્યો. અને દાંડી પિટાવી નગરમાં જાહેર કરાવ્યું કે, યુવરાજનો રાજ્યાભિષેક કરવો છે માટે નગરના ચોકમાં તૈયારી કરો. ને બીજી બાજુ તાંબા કલઇના કડકડતા તૈયાર કરાવ્યા. લોકોની મેદની ચોકમાં જામી છે પણ તેઓએ

જાય એવી ભાવના પ્રગટે; અને જેમ જેમ માણસાઈ વધતી જાય, રજોગુણ સાથે સત્ત્વગુણ ભળે, તેમ તેમ સ્વાર્થનો ત્યાગ કરતો જાય. પોતાના અંતર તરફ ચિત્ત વળે. ક્રમેક્રમે તારાદૃષ્ટિ પ્રગટે. ત્યારબાદ બલાદૃષ્ટિ અને ત્યારબાદ દીપ્તાદૃષ્ટિ પ્રગટે. આ ચારદૃષ્ટિ સુધી આત્મભાન–સમ્યક્દૃષ્ટિ–નથી હોતી, પણ જ્યારે પાંચમી સ્થિરદૃષ્ટિ પ્રગટે છે ત્યારે આત્મભાન થાય છે. પ્રથમની ચાર દૃષ્ટિ જૈન શાસ્ત્રકારો માર્ગાનુસારીમાં ગણે છે. એ દૃષ્ટિઓમાં ક્રમેક્રમે ક્ષેત્રવિશુદ્ધિ થાય છે અને પછી અનીતિ, અન્યાય, અપ્રમાણિકતા, દંભ, દગો, વિશ્વાસઘાત જેવાં કાર્યો તરફ સહજ અણગમો પ્રગટે છે. એવા અટપટા પ્રસંગે પણ પછી એવી અધમતા નથી આચરતો. એ આ દૃષ્ટિનો પ્રભાવ છે. એ માને છે કે, જ્યાં સુધી ઇન્દ્રિયો ઉપર, વિષયો ઉપર વિજય ન મેળવાય ત્યાં સુધી તે જૈન નહીં; પણ જે માણસ ખરા જૈન જેવાં જ આચરણો પાળતો હોય તે જ જૈન. પછી તે ગમે તે સંપ્રદાયનો કાં ન હોય? એનામાં જાહેર હિમ્મત આવે, ન્યાય માર્ગે જીવન ચલાવે, દુઃખો સહીને પણ પરનું રક્ષણ કરે, એને આત્મનિરીક્ષણની લગની લાગે, સત્ય અને અહિંસાનો આગ્રહ બને, સમયનો, શક્તિનો દુર્વ્યય કરે નહિ, એ ન બોલવા જેવું બોલે નહિ, ન આચરવા જેવું કદી આચરે નહિ, પછી પોતાનું ગમે તે થાય. તે સાચો માર્ગાનુસારી બને. તેને ખરી વસ્તુ રુચે ને ખરી વસ્તુનો તે અધિકારી બને. ટૂંકમાં તે પવિત્ર અને શુદ્ધ બને. આટલી ભૂમિકા આવ્યા પછી જ એ આધ્યાત્મિકતાનો અધિકારી બની શકે.

॥ ૐ શાંતિ ॥

# સંસ્કારોની અસર

## [ પ્રવચન છઠ્ઠું ]

### ભાગ પહેલો

વહાલા શ્રોતાજનો,

મનુષ્યત્વ પહેલાંની અને પછીની સામાન્ય રૂપરેખા કહેવાઈ ગયા પછી એ પ્રશ્ન થવો સ્વાભાવિક છે કે, 'જીવ' ગેડીદડાની જેમ અથડાય છે શાથી? જો કે કર્મને લીધે એમ બને છે એ કહેવાઈ ગયું છે. વળી કર્મ પોતે તો જડ છે, એટલે જો જીવ ન ભળે તો તે કશું કરી શકે તેમ નથી, એ પણ કહેવાઈ ગયું છે. પણ અહીં તમે કહેશો કે જીવની મૂળ ઇચ્છા તો ઊંચે જવાની જ છે, તો પછી શા માટે નીચે જાય છે? અથવા એને કોણ નીચે લઈ જાય છે? આ પ્રશ્નના સમાધાનને લગતો વિષય આજે ચર્ચીશું.

કર્મ અને જીવ એ બેનો સંબંધ અનાદિ છે. એ સંબંધથી પેદા થતા અજ્ઞાનને લીધે જીવ ભૂલે છે. આ ભુલવણીને કર્મસંગી જીવ પર પડતા બૂરા સંસ્કાર તરીકે અને એ ભુલવણીના ચક્રમાં જીવને પાછો ફરવા પ્રેરતા તત્ત્વને આપણે સારા સંસ્કાર તરીકે ઓળખીશું. આ રૂપકથી કર્મનું તત્ત્વજ્ઞાન સમજવામાં સરળતા થશે. એ સંસ્કારોની તારતમ્યતાથી માનવ માનવ વચ્ચેની ભિન્નતા પ્રગટ તમે જોઈ શકો છો. એને વધુ સ્પષ્ટતાથી સમજવવા પ્રયત્ન કરીશ.

પ્રથમ તો તમોને એટલું કહું કે, મનુષ્યો સામે જ તમે દૃષ્ટિ

ફેંકી જુઓ. મનુષ્ય મનુષ્ય વચ્ચે કંઈ ભિન્નતા દેખાય છે? સરખાં અંગો હોવા છતાં આકૃતિ અને પ્રકૃતિમાં પ્રત્યેકની વિવિધતા છે. એક મનુષ્યનો ચહેરો બીજા મનુષ્ય સાથે નહીં મળે. ભલે! એક માતાના બે પુત્ર હોય એ વિવિધતા શાની છે?

એ વિવિધતા વિવિધ સંસ્કારોની, વિવિધ ભાવનાઓની અને વિવિધ વૃત્તિઓની છે. સંસ્કારો, ભાવના કે વૃત્તિની ભિન્નતાને લીધે જ એકને જે ગમે છે તે બીજાને બિલકુલ નથી ગમતું; એક જેને ખૂબ ચાહે છે તેને જ બીજો તિરસ્કારે છે.

મનુષ્યમાત્ર વિવિધ ભૂમિકાઓ ઉપર હોય છે. અને જે સ્થાનમાં હોય તે સ્થાનમાં રહી તે પોતાની પ્રકૃતિ–સંસ્કાર–પ્રમાણે જ કાર્ય કર્યે જાય છે. બધાં માણસોના સરખા વિચાર ને સરખાં વર્તન હોતા જ નથી. કારણ કે દરેકની ભૂમિકા જુદી જ છે પરંતુ આ વસ્તુ મનુષ્ય સમજતો જ નથી. એટલે દરેક માણસ એમ માને છે કે, હું જેમ માનું તેમ બધાએ માનવું જોઇએ, હું જેમ કહું તેમ બધાએ કરવું જોઈએ. મારી માન્યતા, મારી સમજણ, મારો અનુભવ બરાબર છે. પણ એટલું નથી સમજતો કે મારી દૃષ્ટિએ કદાચ બરાબર હશે પણ અન્યની દૃષ્ટિએ બરાબર કેમ થાય? આ માન્યતા જ કલેશ, કંકાસ ને અથડામણ એ બધાંનું મૂળ છે.

જો દરેક મનુષ્યની પ્રકૃતિ જુદી છે, દૃષ્ટિ જુદી છે, વિચારો જુદા છે, તો તેમના પ્રવર્તન જુદા હોય એ સ્વાભાવિક છે. મનુષ્ય વિચારક બને કે તરત જ આટલો ખ્યાલ આવી જાય, આટલો વિચાર આવે કે પછી નવા કંકાસ ઉત્પન્ન ન જ થાય. જૂના ઝઘડા શમી જાય. આવી ઔષધિ જૈનધર્મ આપે છે. તેણે આ જે ખાસ નવું તત્ત્વ આપ્યું છે તેનું નામ સ્યાદ્વાદ.

પોતાની વાત બીજાને પરાણે ખરી મનાવાય નહીં, પણ સ્નેહથી સમજાવાય. સ્નેહ જ સૌને વશ કરે. સિંહ અને વાઘ જેવાં જંગલી

પ્રાણીઓ પણ સ્નેહથી વશ થાય, એવી અપૂર્વતા સ્નેહમાં રહેલી છે. પણ એ સ્નેહ ત્યારે જ જાગે કે જ્યારે મનુષ્ય પોતાના જીવનની બધી બાજુઓ ને પૂર્વસંસ્કારોને સમજતો થઈ જાય. આટલું સમજાય ત્યારે એમ જ લાગે કે દરેક મનુષ્ય પોતાનામાં જે ભરેલું હોય, તેના જેવા સંસ્કારો હોય. જેવું ઘડતર હોય તે પ્રમાણે જ આચરે તેમાં નવાઈ શી છે? જીવનમાં ઘણા કાળના સંસ્કારો ભેગા થતા આવ્યા છે અને તે પ્રમાણે વિચાર ઘડાતા આવે છે તેથી જેવા સ્પષ્ટ કે અસ્પષ્ટ વિચારો હોય તેવું આચરણ વહેલુંમોડું પણ થાય. એ સ્વાભાવિક છે. કારણ કે સંસ્કારો એ મૂર્તિ છે અને વર્તન એ તેનું દર્પણ છે. જેવું અંદર હોય તેવું જ બહાર નીકળે.

જીવનરૂપી માળામાં સંસ્કારોરૂપી ફૂલ ગૂંથાઈને મનોવૃત્તિ નામની વાસના (ગંધ) જીવનમાં મૂકે છે. જૈનશાસ્ત્રો તેને સંજ્ઞા કહે છે. એ સંજ્ઞા વાસનામય બને છે ત્યારે આહાર, ભય, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, લોક અને ઓઘ એમ દશ પ્રકારની તે બની જાય છે. જીવમાત્રમાં એ ઓછા વધુ અંશે રહેલી જ છે; પણ જેમ જેમ જીવનવિકાસ થતો જાય અને એને વધુ સાધનો અને વધુ નિમિત્તો મળે તેમ તેમ સંજ્ઞાનું સ્વરૂપ જોરપૂર્વક પ્રગટપણે અનુભવાય છે.

દા. ત. એક દીપડો કે સિંહ લ્યો, અને જુઓ એની આહારસંજ્ઞાના સંસ્કારો. જન્મ સાથે જ તે એવા પ્રકારના છે, એનું શરીરબંધારણ જ એવું ઘડાયું છે કે, એ ઘાસ નહિ ખાય પણ માંસ ખાશે. કારણ, માંસ ખાવાની સંજ્ઞા તેની સાથે પ્રબળ ભાગ ભજવતી આવે છે. એ સંસ્કારોના બળે જ એના નહોર, દાઢ, દાંત, હોજરી વગેરે પણ તેવાં જ નિર્માય છે. આ જ રીતે કોઈ જીવાત્મા ઘડાતાં ટિપાતાં ધારો કે પશુયોનિમાંથી માનવ થાય છતાં પણ તેનામાં પાશવી પ્રકૃતિના પૂર્વાધ્યાસ—સંસ્કારો તો સાથે જ રહેવાના. આથી જ મનુષ્ય પોતે મનુષ્યજીવન જેવી ઉચ્ચ ભૂમિકા પર આવ્યા છતાં તેનામાં બીજાને ભોગે પોતાનું જીવન ચલાવવાની, બીજાને ચૂસી લેવાની

ખૂરાઈ, માંસાહાર કરવાની, કોઈનું હરામનું ખાઈ જવાની, પારકાની બધી કમાણી પચાવી પાડવાની અને પારકાની મહેનત પર તાગડધિન્ના કરવાની, કપટથી ફસાવવાની, સામા ઘુરકવાની, ફુંફાડા મારવાની એવી હલકા પ્રકારની સ્વાર્થી અને વિકારી વૃત્તિ કોઈમાં પ્રબળ તો કોઈમાં ઓછા પ્રમાણમાં રહી હોય, તે તેના જીવનવ્યવહાર પરથી સાફ દેખાઈ આવે છે. પોતાના અધમ સ્વાર્થ માટે બીજાને મારવા કે રંજાડવા અને બીજાને ભોગે પોતે જીવવું, એવી મૂઢ સ્વાર્થવૃત્તિ એ પાશવીય કોટીના સંસ્કારોનું જ પરિણામ છે. અને તે સંસ્કારોનું મનુષ્યદેહ મળવા છતાં એક યા બીજી રીતે પોષણ થાય છે. તેથી જ તે સંસ્કારો ધીમેધીમે એવા જડ ઘાલી બેસે છે કે, પછી મનુષ્ય એમ જ માનતો થઇ જાય છે કે આ તો અનાદિ કાળનો સ્વભાવ છે, તેનો ઉપાય નથી, એમ માને છે.

## વિકાસની વાટે

પરંતુ એ સાચી વાત નથી. નબળા સંસ્કારોને અવશ્ય પલટાવી શકાય છે. પણ તેના પર સૌથી પહેલાં લક્ષ્ય આપતાં શીખવું જોઇએ. પાશવવૃત્તિને સંકલ્પશક્તિ વડે ધીમેધીમે દૂર કરવી અને માનુષીવૃત્તિને લાવવી જોઈએ. માણસાઇ પ્રગટાવવી કે લાયક બનવું એ જ માનવજીવનનો પ્રાથમિક પુરુષાર્થ છે. સદ્વિચાર, સત્સંગ, સદ્વાચન ને ચિંતન એ બધા ઉચ્ચ સંસ્કારો ઘડવાનાં સુંદર સાધનો છે. મનુષ્યદેહ મળવા છતાં જે માનવી આવા ઉચ્ચ સંસ્કાર જાગૃત કરવા ન પ્રેરાય તો તે મનુષ્ય પશુ જેવો જ રહે છે અને પશુ જેવું જીવન જ જીવે છે. જ્યાં સુધી પાશવીય સંસ્કારો નાશ ન પામે ત્યાં સુધી એ સત્યશ્રવણનો અધિકારી બનતો નથી. એમ ભગવાન મહાવીરે પુનઃ પુનઃ પોકારીને કહ્યું છે.

જ્યાં સુધી મનુષ્યમાં, સાચી વિચાર–શક્તિ જાગૃત ન થઇ હોય, વિવેક–બુદ્ધિ ન પ્રગટી હોય, અંતરની ઊંડી ભૂખ ન જન્મી હોય ત્યાં સુધી એ ધર્મશ્રવણ કરે તોય શું! તે ધર્મકરણી કરે પણ ધર્મ

એના જીવનમાં ઊતરે નહીં. પ્રથમ, એ કુસંસ્કારોને દૂર કરવા જોઈએ. આજે બોલનાર લાખો દેખાય છે પણ વર્તનાર વિરલ જ હોય છે. એવી ફરિયાદનું મૂળકારણ આ છે. જ્યાં અધર્મ, સ્વાર્થ અને ક્ષુદ્રવૃત્તિના સંસ્કારો ભરાઈ બેઠા હોય, જીવનને કલુષિત કરી રહ્યા હોય, જ્યાં કુટેવો, કુવ્યસનોના ઝેર કાયમ રેડાઈ રહ્યા હોય, ત્યાં તેવા અયોગ્ય પાત્રમાં આધ્યાત્મિક વિષયનાં બી વાવવાથી નુકસાન જ થાય અકાળે અને અપાત્રે આધ્યાત્મિક વિષયો ઢોળવાથી જ ઘણેભાગે સમાજને અજીર્ણ વધી પડ્યું છે. માટે સૌથી પહેલાં, પૂર્વકાળના ઘર કરી બેઠેલા પાશવીય સંસ્કારોને તોડીફોડી પ્રથમ તો મનુષ્યે સાચા મનસ્વી બનવું જોઈએ. ધર્મગુરુઓએ પણ એવી જ પ્રેરણા પાવી જોઈએ.

મનુષ્યત્વ પછી જ વિચાર, વિવેક, જિજ્ઞાસા, કર્તવ્યાકર્તવ્યનું ભાન, માર્ગકુમાર્ગની સમજ, હિતાહિતનું જ્ઞાન એમ ક્રમેક્રમે આધ્યાત્મિકતા પચાવવાની યોગ્યતા આવે છે. ધારો કે દાક્તરો બધાંને ચિકિત્સા કર્યા વિના એક જ પ્રકારની દવા પાયા કરે તો? જેની હોજરી જ સાફ નથી થઈ તેને પૌષ્ટિક કે ભારે ખોરાક કેવી રીતે પચે?

પરંતુ મહાખેદની વાત એ છે કે, શરીરશાસ્ત્રના નિષ્ણાતો દીર્ઘકાળ સુધી અભ્યાસ કરીને શારીરિક જ્ઞાન જેમ સંપાદન કરી શકે છે તેમ આજના આધ્યાત્મનિષ્ણાતોએ માનસશાસ્ત્રનું જ્ઞાન અનુભવપૂર્વક સંપાદન કર્યું હશે કે કેમ તે પ્રશ્ન વિચારવા યોગ્ય જ છે.

નહિ તો, સીધી અને સાદી વાત છે કે જેવો દર્દ હોય તેવી જ દવા અપાય. બધાને એક-સરખી ન અપાય અને દવાની અસર પણ ત્યારે જ થાય કે જ્યારે હોજરી સાફ હોય. આ જ રીતે, આધ્યાત્મિક યોગ્યતા માટે પ્રથમ હૃદયશુદ્ધિની જરૂર છે. પછી જ બી વવાય. હૃદયશુદ્ધિ વિના આધ્યાત્મિકતાનાં બી ન વાવવાં જોઈએ અને વવાય તો પરિણામ શૂન્ય જ આવે. મહેનત નકામી જાય. બીજ ન ઊગે અને ઊલટાં અંદર સડી જાય. સડી ગયેલા બી કામમાં પણ ન આવે. આ જ રીતે ધર્મશ્રવણની ચોખ્ખી વાત કેમ ભૂલી જવાય?

કહ્યું છે કે—

'અમૃત મળ્યું ને અમર થયો નહિ,
પીવાની જુગતિ ન જાણી રે જી,
કાં તો ઘટમાં ગયું નહિ,
કાં પીવામાં આવ્યું પાણી '

તમે હમેશાં ગીતા, ભાગવત ભગવતી જેવા અમૂલ્ય ગ્રંથોના વચનામૃતો સાંભળો છો, વાંચો છો, છતાં જીવન રસમય અને સત્યમય સુંદર કેમ બનતું નથી ? એનો વિચાર કોઈ વખત કર્યો છે ? કાં તો દેનારમાં અને કાં તો લેનારમાં કોઈ ને કોઈની ઊંડી ખામી હોવી જ જોઈએ. જ્ઞાનીજનો વારંવાર કહે છે કે વધુમાં વધુ કોઈની પણ કિંમત હોય તો તે સત્પુરુષોની વાણીની જ છે. પણ હીરાની પારખ તો ઝવેરીને હોય જરા વિચાર કરો. આજે હીરા માણેક મોતી સોનું, ચાંદી એની વાત જવા દો, પણ હિંગ હળદર કે મીઠા મરચાં જેવી વસ્તુઓ લેવા જતાં પણ તમારે મૂલ્ય આપવાનું હોય છે. વસ્તુના પ્રમાણમાં કીમત આપવી પડે છે. વિશેષ શું કહીએ ? માચીના પણ પૈસા આપવા પડે છે. જ્યારે આવા સ્થૂળ પદાર્થો માટે પણ ઓછીવધતી સ્થૂળ કિંમત આપવી જ પડે છે ત્યારે ન્યાયમૂલ્ય વિના આજે સોંઘામાં સોંઘી કોઈ વસ્તુ હોય તો તે ધર્મનું વ્યાખ્યાન જ. કેવી બૂરી દશા ધર્મવ્યાખ્યાનની !!

શારીરિક રોગ જોવા માટે ડાક્તરને શરીરશાસ્ત્ર ભણવું પડે છે, શરીરના અંગપ્રત્યંગોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવું પડે છે. રોગના નિદાન માટે ચિકિત્સાના અનેક પ્રયોગ કરવા પડે છે, વર્ષો સુધી અખતરા કરવા પડે છે. એટલું જ નહિ પણ શરીરમાં કેટલાં અને ક્યાં હાડકાં છે ક્યાં હૃદય છે, પાંસળાં, નસો, જ્ઞાનતંતુ અને નાડીઓ ક્યાં ક્યાં અને કેટલી છે, લોહીનું પરિભ્રમણ કેમ અને કેવી રીતે થાય છે આદિ શરીરશાસ્ત્રનો પૂર્ણ અભ્યાસ કર્યા બાદ શરીરના રોગની ચિકિત્સા કરી શકાય છે.

આ તો શરીરનાં દર્દોના અભ્યાસની વાત થઇ. ત્યારે આત્માના અને મનના રોગો મટાડવા માટે તો કેટલો ભારે ઊંડો અભ્યાસ ને અનુભવ જોઈએ ! પ્રાણ, મન, શરીર અને આત્માનો સંબંધ કેવો હોય, મનની ક્રિયા કેવી હોય, કેમ વશ થાય, ક્રોધ, માન, માયા, લોભ આદિ વિકૃતિઓ થઈ જાય તો તેને કેમ મટાડી શકાય ? એ કેમ પ્રગટે છે ? તેનાં નિવાસસ્થાન ક્યાં છે ? સૂક્ષ્મશરીર શું કાર્ય કરે છે ? વળી અંતઃકરણનું સ્વરૂપ, આસુરી ને દિવ્ય પ્રકૃતિઓ અને તેનો સ્વામી કોણ છે ? આ સાથે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને સ્વભાવનો બરાબર અભ્યાસી, આત્મરોગ–ચિકિત્સક ધર્મોપદેશક હોય તો આધ્યાત્મિક દર્દને પિછાને ને ક્ષેત્ર અને કાળ જોઇને બોધ કરે. તે સમજે કે—ભગવાન મહાવીરના કાળની સ્થિતિ જુદી હતી—૨૫૦૦ વરસ પહેલાંની અને આજની સ્થિતિમાં મોટો તફાવત છે. આ વિષમકાળમાં પ્રાથમિક શાની જરૂર છે ? જેમ પહેલી ચોપડીવાળાને પાંચમી ચોપડી વંચાવીએ તે સમય અને શક્તિનો દુરુપયોગ છે તેમ પહેલી ભૂમિકાવાળાને પાંચમી ભૂમિકાના ઉપદેશમાં સમય અને શક્તિનો દુર્વ્યય જ છે.

અરે ! ધર્મોપદેશ હમેશાં સાંભળવા છતાં, ધર્મસ્થળમાં કેમ દાખલ થવું ? કેમ બેસવું ? કેમ સાંભળવું ! એટલા પ્રાથમિક અભ્યાસનું પણ જ્ઞાન થતું નથી. બીજા દેશોમાં આવો ધર્મબોધ સાંભળવાનું આટલું સહેલાઈથી નથી મળતું; છતાં બેસવાની, ઊઠવાની, વાત કરવાની, સાંભળવાની કેટલી બધી સભ્યતા હોય છે ? કોઈને અસંતોષ અપાય નહિ, સામા માણસની ભૂલ હોય છતાં તેના પર ગુસ્સો કરાય નહિ, એવી સભ્યતા ત્યાં જોવામાં આવે છે. જ્યારે સનાતનતાનો દાવો ધરાવતા દેશની પ્રજાને સભ્યતાનો પાઠ પણ શીખવવો પડે એ કેટલી શરમની વસ્તુ છે ! વ્યાખ્યાન ચાલતું હોય ત્યારે વાતો ન કરાય. બાળકો કેમ ન રડે, ઘોંઘાટ ન કરે, વ્યાખ્યાનમાં ખૂબ શાંતિ જળવાય, વિક્ષેપ ન પડે એટલું પણ ફરી ફરીને કહેવું પડે ! શું *ક્રિસ્તી લોકોને બાળકો નહીં હોય ? પણ તેઓ ધર્મસ્થાને જતાં*

પહેલાં પાકો પ્રબંધ કરી રાખે છે. ધર્મસ્થાનમાં શાંતિ અને સભ્યતા જાળવવાં જ જોઇએ એવું તેમને પૂરેપૂરું ભાન હોય છે. પણ આમાં મુખ્ય ખામી અમારી (ઉપદેશકો વક્તાઓ) જ છે.

ઉપદેશકોનું કર્તવ્ય

ઉપદેશ દેનાર સાધુને દેશનું, લોકોના સ્વભાવનું, ક્ષેત્રનું અને કાળનું જ્ઞાન હોવું જોઇએ. તો જ તે સાંભળવા આવનાર માણસ કોણ છે? કેવો છે? તેમનાં સ્વભાવ અને માનસ કેવાં છે? તેમને શું દર્દ છે? અને શું દવા આપવી જોઇએ, તેનો પૂર્વવિચાર કરીને ધર્મોપદેશ આપે તો જ ફળદાયી થાય. સારું પરિણામ તો જ આવે જો દેશ, કાળ, સંયોગો અને ભૂમિકા જોઈને ઉપદેશ અપાય. જેમ દવા આપવામાં સાધારણ જુલાબ જોઇતો હોય ત્યાં, વસંતમાલતી કે અમુક ભસ્મ જેવી ઊંચી કોટીની છતાં નકામી છે તેવી જ રીતે ભગવાનનાં ભાખેલા સૂત્રો ઘણાં ઊંચાં પણ સમયધર્માનુસાર સમજાવવામાં ન આવે તો તે ધર્મસૂત્રો તે ન સમજી શકે પણ શ્રદ્ધાને ઊલટી ગુમાવી બેસે. શારીરિક વૈદ કરતાં માનસિક વૈદરૂપી ઉપદેશકોની ઓછી જવાબદારી નથી. જે સમાજમાં કન્યા ઉપરથી પૈસા લેવાતા હોય, કન્યાવિક્રય થતો હોય તેમને વરવિક્રયના દુર્ગુણ નહિ પણ કન્યાવિક્રયના દુર્ગુણ સંબંધી મુખ્યત્વે કહેવુ જોઇએ. તેવી જ રીતે વરવિક્રય જ્યાં વ્યાપી ગયો હોય ત્યાં કન્યાવિક્રયની વાતો નકામી ગણાય. એમ જે સ્થળે જે જાતના ઉપદેશની જરૂર લાગે તે સ્થળે તે જ ઉપદેશ પૂર્ણ અભ્યાસ અને અનુભવપૂર્વક કહેવો જોઇએ. જેવી ભૂમિકાનો માણસ તેને તેવો ઉપદેશ અપાય.

પણ આજે પાયામાં ચણતર ખોટું છે. તેથી ત્યાગી થયા પછી પણ પદવીનો મોહ અને ધર્મને નામે ઝઘડા ઊભા થાય છે. ‘જેનો નેતા આંધળો એનું કટક કૂવામાં પડે’ એમાં શી નવાઈ! ભગવતી સૂત્ર એમ ભાખે છે કેઃ—મોક્ષની સિદ્ધિનું પ્રથમ સોપાન સત્સમાગમ. તેનાથી માનવતા પ્રગટે અને માનવ થયા બાદ તેને

યોગ્યતા પ્રમાણે ધર્મશ્રવણ કરાવે. પછી જ્ઞાન, વિજ્ઞાન, પછી ત્યાગ અને સંયમ આ સ્વાભાવિક ક્રમ છે. પણ જ્યાં શિષ્યમોહ હોય ત્યાં યોગ્યતા તપાસવાનો સ્થિરતા ક્યાંથી આવે? જેનામાં પૂરી માનવતા ન પ્રગટી હોય, દીક્ષાની જવાબદારીનો ખ્યાલ ન હોય, સમજપૂર્વકનો વૈરાગ્ય ન હોય, સમજપૂર્વકનો ત્યાગ ન હોય, ઓઘદષ્ટિભર્યો બધો વ્યવહાર હોય એવો લક્ષ્ય વિનાનો માણસ જેને કાંઇ ખબર હોય નહિ તેને દીક્ષા આપે અને પછી ઠપકો આપે કે સાધુઓ ક્રિયા કરે છે સાધુથી આવા કદાગ્રહો–આવા મમત્વો ન કરાય પણ સાધુ હતા જ ક્યારે? વેશ બદલવાથી સાધુતા આવતી નથી ત્યાગ કરવાની શક્તિ ન હોય અને સાધુપદવી મળી, લોકો તેને પૂજવા લાગ્યા પછી એના પરિણામ શાં હોય? જે ત્યાગનુ જોઈએ તેને ત્યાગે તે જ ખરો ત્યાગી. એને સન્માનમોહ ન હોય, આત્માની ઓળખાણ હોય, વૈરાગ્યસભરપૂર હોય, સમદષ્ટિ ને સમતા હોય. તેને સત્યની જ લગની હોય, જગત શું બોલે છે તે સાંભળવા તે ઊભો ન રહે, છતાં સહુ એને ચરણે શિર ઝુકાવે અને પ્રેમમાં ભીંજાઈ જાય

ગાંધીજીનો દાખલો લઈએ એને હિંદુ મુસલમાન, ખ્રિસ્તી સહુ કોઈ માથુ નમાવે છે ગાંધીજી ક્યારે આવવાના છે એમ જાહેર થતા દર્શન માટે લોકોના ટોળા મળે બધા જાણે, ક્યારે આવશે અને ક્યાં ઊતરશે! સહુ કોઈ તેમના દર્શન માટે ઉત્સુક હોય છે જ્યારે અમારા જેવા ઉપદેશકો ફરિયાદ કરે છે કે, સુધરેલા લોકો સાંભળવા કેમ આવતા નથી? અલક્તિ વધી ગઈ છે ખરી વાત એ છે કે એમાં દોષ અમારો છે મૂળ ખામી અમારી, પણ અમે જોઈ શકતા નથી. જેને જે આપવુ જોઈએ તેને તે મળતું નથી અને ઘરેડ મુજબ રેવાયેલાને એનુ એ અપાય છે.

એવા શ્રોતાઓ ઘણું સાંભળવા છતાં 'બેસીહા' થાકતા જ નથી અને પિપાસુ–જિજ્ઞાસુ–મુમુક્ષુને જોઈએ તેવા ગુરુ પણ મળતા નથી. લોકોને કાંઈક નવુ જોઈએ છે–સંશયોદ્ધારા વ્યવહારુ સાર્થ

બતાવનાર, હૃદયની ધૂંસ કાઢનાર, અંતરના બળતાને બુઝાવનાર એવા સત્પુરુષો—અનુભવીઓના તોટા છે. તેમ સાચા જિજ્ઞાસુઓ કે મુમુક્ષુ શ્રોતાઓના પણ તોટા છે. જૂની ધરેડ પ્રમાણે ચાલનાર, સમજ્યા વિના આંધળી ક્રિયા કરનાર, પોતાનું રગશિયું ગાડું ચલાવ્યે રાખે છે. નથી એને હૃદયપલટાની ચીવટ કે નથી સંસ્કારી બનવાને હૃદયશુદ્ધિની ધગશ. એમને તો મારે કશું કહેવાનું નથી. પણ જિજ્ઞાસુ વર્ગને હું ફરી ફરી કહું છું કે જરા નયન ખોલો, જાગો અને જીવનનું કાર્ય આદરો. અંતઃકરણમાં નકામી ભરી રાખેલ ચીજો, કુસંસ્કારો અને હાજતોને બળપૂર્વક દૂર ફેંકી દો. એને સંભળાવી આપો કે તમારી હવે મારે જરૂર નથી, માટે ખસી જાઓ, દૂર હટો. એવા દૃઢ સંકલ્પ કરો અને તે ખાલી જગ્યામાં ઉપાદેય—સંઘરવાયોગ્ય વસ્તુ—સંઘરો. હૃદય સુસંસ્કારી બનાવો. જીવન ઉપર લક્ષ આપો કે આજે શું મેળવ્યું? તજવા યોગ્ય શું તજ્યું? જાણવા યોગ્ય શું જાણ્યું? હું કઈ ભૂમિ પર છું? મારે શું કરવું જોઈએ?

રાત્રે રોજ વિચારો, આજ કમાયા શું અહીં રે?
કરવાનાં શાં કાર્યો કીધાં, અણકરવાનાં શાં તજી દીધાં?
પાપપુણ્યમાં વધેલ બાજુ છે કયી રે? રાત્રે

॥ ૐ શાંતિ ॥

# સંસ્કારોની અસર

### ભાગ બીજો

## [ પ્રવચન સાતમું ]

સંસ્કારવાંચ્છુઓ !

અહીં સુધી તો આપણે સંસ્કારોને લીધે દેખાતી વિવિધતા, સંસ્કારના ઝીલનારા કોણ બની શકે અને એમણે કોને કેવો પાઠ શીખવવો જોઈએ એ ત્રણ સંબંધ ધરાવતી બાબતો ચર્ચી ગયા. હવે "સંસ્કારોની અસર" એ મૂળ વિષય પર પાછા આવીએ

પૂર્વકાળના સંસ્કારોમાંય બૂરા સંસ્કારોની છાપ એટલી તો ગાઢ અને ઊંડી હોય છે કે, એમને દૂર કરી એ સ્થાને સારા સંસ્કારોની ભરતી કરવી એ ભગીરથ કાર્ય છે. માનવી નીચેની કોટીઓમાંથી વિકસતાં વિકસતાં અનેક પગથિયાં ચડીને આવ્યો છે. એથી જેમ એની કિંમત વધી છે તેમ એને બૂરા સંસ્કારોનો વારસો પણ ખૂબ મળ્યો છે. અને જવાબદારી પણ વધી છે. જો કે એમ છતાં એને કુદરતી રીતે જ સાધનો પણ ઊંચાં મળ્યાં છે. જો એ બધાનો વિવેક અને વિચારપૂર્વક સદુપયોગ કરે તો એ ભગીરથ કાર્ય એને માટે સાવ સરળ થઈ પડે છે

જીવન પર ત્રણ જાતના સંસ્કારોની અસર થાય છે. (૧) પૂર્વકાળના પોતાના સારા કે નરસા સંસ્કારોના પોષણ અપોષણની, (૨) 'માતા

પિતા 'ના સારા માઠા સંસ્કારોની, (૩) સામુદાયિક વાતાવરણમાં રહેલા સારામાઠા સંસ્કારોની.

આ પ્રમાણે હોઈને ઉપર કહેલા ભગીરથ કાર્યમાં જેમ પોતાનો પુરુષાર્થ ઉપયોગી થાય છે, તેમ માબાપની ચીવટ, શિક્ષકોની ઉચ્ચ કેળવણી અને સામુદાયિક સારાનરસા આવી મળતા સંસ્કારો પ્રત્યે જાગૃતિ એ ત્રણ પ્રકારે જીવનનું ઘડતર થાય છે. સંસ્કારો સારામાંથી માઠા અને માઠામાંથી સારા એમ સંક્રમણ થઈ શકે છે. એનો આધાર એ માટેની ચીવટ કે બેદરકારી પર રહેલ છે.

'અભિમન્યુ' મહાભારતપ્રસિદ્ધ વ્યક્તિ છે. તમે એની કથા કદાચ વાંચી નહિ હોય, પણ સાંભળી તો હશે જ. એ નરવીર કેમ બન્યો ? એ સંબંધમાં કહેવાય છે કે, એમની માતાએ તે ગર્ભમાં હતો ત્યારે વીરતાના સંસ્કારો સિંચ્યા હતા. વ્યાસમુનિજી એમનું જીવનચરિત્ર આ રીતે દોરે છે.

અભિમન્યુનાં માતુશ્રી "સુભદ્રાજી" એકવાર શ્રીકૃષ્ણ પાસે ધર્મકથા સાંભળતા હતાં. કથાનો વિષય યુદ્ધના કોઠાનો અધિકાર હતો. સુભદ્રા સગર્ભા હતાં જેથી ગર્ભસ્થ અભિમન્યુ પણ સાત કોઠાનું સ્વરૂપ, એની વ્યૂહરચના, એમાં વિજય કેમ પ્રાપ્ત થાય વગેરે સાંભળતો હતો. તમે કહેશો કે ગર્ભસ્થ બાળક કથાના વિષયને શું સમજે ? બાળક ગર્ભમાં હોય છે ત્યારે માતા પાસેથી જે સંસ્કારો મેળવે છે તે સંસ્કારો આખી જિંદગીમાં મળતા નથી. માતાની અસર ગર્ભસ્થ બાળક ઉપર પડે છે. માતા અને ગર્ભની નાડીનો સંબંધ હોય છે. એટલે માતાના જેવા આચારવિચાર હોય છે તેની અસર બાળક ઉપર પડે છે. માતા જીજાબાઈના પુત્ર શિવાજીનું દૃષ્ટાંત તો ઇતિહાસની ગર્ભકાળની જ ઘટના છે. આ ઉપરથી સગર્ભા સ્ત્રીઓએ આચાર-વિચારમાં, બોલવા-ચાલવામાં, ખાવા-પીવામાં કેટલો વિવેક અને સંયમ રાખવો જોઈએ એ સમજવાનું છે. ભાવી પ્રજા એ ભવિ-

બની ભાગ્યવિધાત્રી છે. માટે જોગની પ્રજાને બળવાન, ધૈર્યવાન, શક્તિવાન બનાવવા માટે માતાએ એ સંસ્કારોને ગર્ભાવસ્થાથી જ કેળવવાની જરૂર છે. ગર્ભસ્થ બાળકો જો ભક્તિની વાત સાંભળે તો બાળક ભક્ત બને, વીરતાની વાત સાંભળે તો વીર બને, ઉદારતાની વાત સાંભળે તો ઉદાર બને અને માતા ભયનું સેવન કરે તો ભયાન્વિત બને. માતા ગુસ્સા કરે તો રોતલ થાય. એ વાત વૈજ્ઞાનિક દૃષ્ટિબિન્દુએ પણ સત્ય ઠરી છે. એક યુરોપિયન કુટું-બના શયનખંડમા હબસી (આફ્રિકાની કાળી પ્રજા)નો ફોટો ટ્હેલો. યુરોપિયન બાઈ હમેશા એ ફોટો જોઇને કલ્પના કરતી કે કેવો સુન્દર બાળક છે! આ કલ્પનામા તે પ્રતિદિન વધુ ને વધુ ઊંડી ઊતરતી ગઈ. તેણે ગર્ભ ધારણ કર્યો ને પૂરા માસે બાળક અવતર્યું. બાળક રંગે અને શરીરે હબસી જેવું જ હતું. તે બાઇનો પ્રાણપ્રિય પતિ વહેમાયો. બન્નેની પ્રણયસાંકળ ખંડિત થઈ. કોર્ટે ચઢ્યા. કેસ ચાલ્યો. બાઇએ કોર્ટમાં જુબાની આપી 'મેં મારા પતિ સિવાય ક્યાય મારા શરીરને અભડાવા દીધુ જ નથી.' બાઈના સરળ અને સચોટ કથનથી ન્યાયાધીશ વિચારમા પડ્યા. છેવટે એક કુશળ માનસશાસ્ત્રીએ આનો ભેદ પકડી પાડવાનું બીડું ઝડપ્યું. બારીક તપા-સને અંતે જણાયું કે આ હબસીના ફોટાનુ નિરીક્ષણ અને ચિંતન જ એમા કારણરૂપ છે. કેસ પૂરો થયો. પતિપત્ની બન્નેનો પ્રણય સાધ-વામા મનોવિજ્ઞાન સફળ થયું. બાઇને ખબર પણ ન હતી કે આ ચિંતનનું આવું પરિણામ આવશે, છતાય આવ્યુ કર્મબંધન કે સંસ્કાર-બંધન જાણ્યે અજાણ્યે આ રીતે જ થાય છે. અહીં સુભદ્રાદેવીને પણ ખબર નહતી કે ગર્ભસ્થ અભિમન્યુ આ યુદ્ધના કોઠાની વાત સાંભળી રહ્યો છે છ કોઠાની વાત થઈ ત્યાં સુભદ્રાદેવીને નિદ્રાનું ઝોકુ આવી ગયુ. એટલે ચાલતી વાત બંધ પડી અભિમન્યુ સાતમા કોઠાની વાત સાંભળી ન શક્યો. મહાભારતનું જે દારુણ યુદ્ધ ચાલતુ હતું તેમા અભિમન્યુને છ કોઠાનું જ્ઞાન હોવાથી તેણે વ્યૂહરચનામાં ઝંપલાવ્યું

અને ૭ સુધી વિજય મળ્યો પણ સાતમો કોઠો જો કે છાણુનો હતો પણ તેની વ્યૂહરચના કેવી રીતની હશે તે જાણુતો ન હોવાથી અભિમન્યુને શું કરવું એની ખબર પડી નહિ અને આખરે પ્રખર બાણાવળી-પુત્ર છતાં હારી ગયો અને મૃત્યુ પામ્યો.

આપણા જીવનમાં પણ આ જ પ્રમાણે સંગ્રામ ચાલી રહ્યો છે. જે વ્યક્તિ સંગ્રામ કેમ કરવો, વ્યૂહરચના કેવી કરવી, વગેરે જાણતો હોય તે જ ષડ્‌રિપુઓને જીતી શકે.

આપણને કર્મશત્રુઓ દિનગત સતાવ્યા કરે છે, પીડા આપે છે, દુઃખ આપે છે. તો એ પ્રબળ શત્રુઓને જીતવા માટે આપણે સંગ્રામ કેમ કરવો એ શીખવું જોઈએ. આપણી શક્તિ કેટલી, સામાની શક્તિ કેટલી તેનું માપ કાઢવું જોઈએ. આપણી શક્તિ ન હોય તો ધૈર્યથી શક્તિ વધારવી જોઈએ. એ વગર વિજય મળે નહિ. આપણું યુદ્ધ કંઈ આજનું નથી. પ્રાથમિક અવસ્થાનું યુદ્ધ છે. કર્મથી જકડાયેલો-બંધાયેલો આત્મા પોતાનું સ્વરૂપ પ્રાપ્ત કરવા બહાર નીકળવા પ્રાથમિક અવસ્થાથી મથી રહ્યો છે. તેની ઊંડામાં ઊંડી અભિલાષા પૂરી થવાની છે, પણ દરરોજ તેને દબાવનારા દુશ્મનો તેનો સામનો કરે છે. તેમ છતાં આત્મા કુદરતની મદદ અને પોતાના અવ્યક્ત જોર અને શક્તિ અજમાવતા અજમાવતા તે માનવભૂમિકામાં આવ્યો છે અને આત્મવિકાસના બધા સાધનો પામ્યો છે. પણ મોહાદિ દુશ્મનોની ચાલબાજીઓની વ્યૂહરચના અજબ હોય છે. વળી એનો સંકેત છે કે સામાવાળાને કંઈ ખબર પડવા ન દેવી. રખે આત્માને પોતાની ચાલબાજીની ખબર પડી જાય એની એ ખૂબ જ કાળજી રાખે છે. મોહ, માયા, મમતા, અભિમાન, પ્રલોભનો, વિલાસો અને વિષયો એ બધા બહુ જરૂરના છે. એને સુખરૂપે પ્રતીત કરાવે છે. બહારનો ઠઠારો ઝગમગાટ બતાવી જીવને આંજી નાખે છે. સત્પુરુષોની વાત સાંભળવા રોહીણેય ચોરની માફક થોભતો પણ નથી એ જ એનો સંકેત. કહ્યું છે કે—

"એના સંકેતડાને જે નવ સમજયાજી, ઠગારીના ઠાઠમાં ઠગાયા
પામર પ્રાણુ હો તજી બળતા દીપકને ઘણા ઘેનમાં ઘેરાયાજી."

વાસના અને ક્રોધાદિ ષડ્‌રિપુઓ બહારના શત્રુ કરતાં ઘણા ભયંકર છે કેમકે તે હંમેશાં સાથે રહીને જ મહાભયંકર કામ કરતા રહે છે.

"संसारदुःखस्य परोऽस्ति रोगः सम्यग्विचारात् परमौषधं न"

અર્થ—દુઃખ અને રોગનું કારણ સંસાર છે અને સંસારનું કારણ વાસનાજન્ય ક્રોધાદિ ષડ્‌રિપુઓ છે. તેનો ઉપાય સમ્યક્‌વિચાર છે.

એ ક્રોધાદિ શત્રુ પૈકીનો માત્ર એક ક્રોધ જ આધ્યાત્મિક વિકાસમાં કેટલું નુકસાન પહોંચાડે છે તેટલું જ વિચારી લઇએ. તે પરથી એ શું પરિણામ લાવી મૂકે છે તેનો ખ્યાલ આવશે

દૃષ્ટાંત—એક સુંદર નગરમાં ચિમનરાય કરીને એક નાગર ગૃહસ્થ રહેતા હતા. તે એક ઉચ્ચ કોટીના સાક્ષર અને રાજનીતિના જાણકાર હોવાથી રાજ્યના સેક્રેટરી તરીકેનું ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી શક્યા હતા. શુચિધર્મમાં બહુ માનતા અને શંકરના તો અડંગ ભક્ત હતા. તેમનામાં વ્યવહારકુશળતાના સારા ગુણો હતા. ફક્ત તેમનામાં એક જ પ્રચંડ ક્રોધનો દુર્ગુણ હતો અને તેથી તે વાતવાતમાં તપી જતા. તેનો ક્રોધ સીમાતીત ગણાતો એકવાર કોપ્યા કે પછી તેમનું પોતાનું કે પોતાના સ્થાનનું ભાન જરાયે ન રહેતું. એક વખત તે શંકરની પૂજા કરીને ઘેર આવતા હતા. સામેથી ચાલી આવતી ઝકલી ભંગિયણ સાંકડા રસ્તામાં તેમને મળી. ચિમનરાયની તો ત્યાં ફે ફાટતી. તેને જોતાં જ તે બિચારી એક બાજુ તરીને ઊભી રહી ને ચિમનરાયને જવાનો માર્ગ આપ્યો. પણ ચિમનરાય તો હતા મહાચુસ્ત સનાતની. ચાંડાલનો પડછાયો પડે તો પણ અભડાઈ જવાય, એવું એવું તે સનાતન ધર્મમાંથી શીખ્યા હતા. અને પાછા ચુસ્ત એટલે પછી પૂછવું જ શું?

તેઓ ચાંડાલનો પડછાયો શી રીતે સહન કરી શકે ? ચાલતાં ચાલતાં એક બાજુ ઊભેલી ઝકલીનો પડછાયો પોતા પર પડ્યો કે ચિમનરાયના મગજનો કાબૂ ગયો. ક્રોધથી તેનાં નેત્રો લાલચોળ થઇ ગયા મોટેથી ધારો પાડીને બરાડવા માંડ્યુ કે અમે નાહીધોઈ પવિત્ર થઈ પૂજાપાઠ કરીને આવતા હોઇએ ત્યા આ અભાગિણી ક્યા આવી પડી ?

નીચ, હલકટ, અધમ, પાપી અહીં ક્યાથી આવી ભરાણી ? અને એથીયે અસભ્ય શબ્દોમાં તેમણે તો ગાળો દીધે જ રાખી. તેમને જગાયે ભાન ન રહ્યું. તેમની હડપચી અને આખું શરીર કંપવા માંડ્યુ. તેમનું ડહાપણ, અભ્યાસ અને પદની જવાબદારી એ બધુય ચાલ્યુ ગયુ.

ઝકલી ભંગિયણે અતિ દીન ભાવે કહ્યુ કે, બાપુ ! ગલી સાકડી છે તેમા હું શુ કરુ ? એટલા માટે હું પ્રથમથી જ એક બાજુ ઊભી રહી ગઈ, માટે કોપો છો શા માટે ? અમે શુ કરીએ ? સાફ ન કરવા આવીએ તો તમે જ ગુસ્સે થશો આ ઉત્તર સાંભળીને તો ચિમનરાયના ગુસ્માનો પાર જ ન રહ્યો અભડાવીને વળી સામે જવાબ આપે છે ? એમ કહીને તેણે દાંત કચકચાવ્યા ઝકલીથી ન રહેવાયુ તેણે કહ્યુ કે આમા મે અપરાધ કઈ જાતનો કર્યો છે તે આટલી બધી ગાળો આપો છો ?

ભંગિયણનો આ ઉત્તર સાભળીને તો ચિમનરાયના રોમેરોમમાં આગ લાગી ગઈ અને ક્રોધે ધમધમતો તે બહુ અણછાજતા વચનોના ગોળા છોડવા મંડી ગયો. ત્યારે ઝકલી પણ જરા આગળ વધીને બોલી કે, આમ ગાળો શાની આપો છો ? ખાઈ ખૂદીને વિષ્ટાથી સડાસ બગાડો તે પવિત્ર અને એ બધા ગંદવાડને સાફ કરનાર અસ્પૃશ્ય, એ તો ક્યાંનો ન્યાય ? ચિમનરાય જેવા રાજ્યના જમણા હાથને ઝકલી જેવી ભંગિયણ આટલું સંભળાવે અને પાછો ક્રોધનો અગ્નિ લાગતો હોય તેમાં પછી બાકી શું રહે ? વિવાદ વધ્યો અને ચિમન-

ગય તો ક્રોધને અંગે જેમ આવે તેમ ગાળો ભાંડવા મંડયા. આ અખેડો જોઈ ગામનાં માણસો એકદમ ભેગાં થઈ ગયા. આ તકનો લાભ લઈ ચમગાક ઝકલીએ બાજી ફેરવી તુરત જ સુડલો નીચે મૂકી ચિમનરાયનો છેડો તાણી કહેવા લાગી કે હાલો હવે ઘણું થયું, ઘરે હાલો, અહીં ન ભાઙો. જેવો ચિમનરાયનો છેડો પકડયો કે ચિમનરાય તો ઠગાગાર જેવા બની ગયા. આ દશ્ય જોઈ વહેમી માનસને વેગ મળ્યો. એવા લોકો કહેવા લાગ્યા, "ઝકલી! આ શું કરે છે? ચિમનરાયનો છેડો કેમ પકડયો?" ઝકલીએ કહ્યું, "એમાં તમે ન સમજો. તમે તમારે રસ્તે ચાલ્યા જાઓ." આ ઉત્તરથી લોકો વધુ વહેમાયા. અંદર અંદર અનેક પ્રકારે ફાવે તેમ બોલવા લાગ્યા ચિમનરાય તો કાળા મેશ જેવા થઈ ગયા ક્રોધ ઊતરી ગયો અને નશો ખાલી થયો એટલે જરા ભાન આવ્યું કે ઝકલી તો ચિમનરાયની સ્થિતિ પલટાતાં જ છેડો મૂકી દઈ ચાલી ગઇ પોતે મનમાં બબડવા લાગ્યા, "ઝકલીએ તો મારું જીવતર ખારું કરી નાખ્યું. હવે હું બહાર શું મોઢું બતાવું?" તેનું માથું ફરવા લાગ્યું જેમ તેમ ઘેર તો પહોંચ્યા પણ પછી ઘર બહાર પગ ન મૂકયો

બીજે દિવસે ઠાકોરે ચિમનરાયને કચેરીમાં ન જોયા એટલે ઘેર તેડું મોકલ્યું છતાં યે "મારી તબિયત બરાબર નથી" એવું બહાનું કાઢી તે ગયા નહિ ઠાકોરને આસપાસના માણસોએ તક જોઈ વાત કરી કે, "બાપુ! ચિમનરાય હવે શું મોઢું બતાવે? કાલે સાંકડી શેરીમાં ઝકલીએ રોઝડી કરી નાખી છે." આ વાત સાંભળી ઠાકોરે ચિમનરાયને ખાસ ખાનગી તેડું મોકલ્યું ત્યારે નીકળ્યા. રસ્તામાં અનેક જણની આગળી તેના ઉપર ચીંધાણી કે, આ ભાઇથી ઠાકોરે તેને એક બાજુ બેસાડીને પૂછ્યું કે, "ઝકલીવાળું પ્રકરણ શું છે?" હવે ચિમનરાયથી ન રહેવાયું તે રડી પડયો નિશ્વાસ મૂકતા એણે કહ્યું, "અન્નદાતા! હું કશું ય જાણતો નથી ઝકલીએ તો મારું જીવન બગાડયું છે." એમ કહેતો વળી રડી પડયો "મારે શું કરવું તે

ચૂક્યું નથી." તરત જ ઠાકોરે ઝકલીને બોલાવીને પૂછ્યું, "ઝકલી, બોલ ખરી વાત શી છે? ચિમનરાયને તેં શા માટે પકડ્યા હતા?" "અન્નદાતા! ચિમનરાય તો મહાપવિત્ર, મહાગુણવાન અને શંકર ભગવાનના ભગત, તેમને હું શા માટે પકડું?" ઠાકોર બોલ્યા, "ત્યારે કાલે તેં તેનો છેડો પકડેલ તે વાત સાચી કે ખોટી?" "બાપુ! મેં છેડો તાણ્યો હતો પણ તે ચિમનરાયનો નહિ." ઠાકોરે કહ્યું, "ચિમનરાયનો નહિ ત્યારે કોનો?" "ચંડાલનો." ઝકલીએ કહ્યું. ઠાકોર બોલ્યા, "ચંડાલ કોણ?" ઝકલી બોલી, "ક્રોધ એ જ ચંડાલ. તે ચિમનરાયના કોઠામાં હતો એટલે મને લાગ્યું કે ચિમનરાય જેવા સજ્જનના કોઠામાં આ ચંડાલ ન શોભે એ ખાતર જ મેં એનો છેડો પકડ્યો હતો." આમ બની ગયેલી બધી હકીકત ઝકલીએ કહી બતાવી. ઠાકોર તો દિંગ થઈ ગયા અને ઝકલીએ તો આગળ ચલાવ્યું, "અન્નદાતા! અમે ગામનાં સંડાસ સાફ કરીએ તે અમારો અપરાધ? અને ચિમનભાઈ જેવા ગાળોની ઝડી વરસાવે! અને તે પણ વગર વાંકે! મેં ઘણી નમ્રતાથી તેમને વીનવ્યા પણ કોઠામાં ચંડાલ પેઠેલ તે માને જ શાના? એટલે અન્નદાતા! આ કારણે જ મેં એનો છેડો ઝાલ્યો." આ સાંભળી સૌ ઝકલીની કરામત પર ખૂબ ખૂબ ખુશ થઈ ગયાં અને બધાંના મનમાંથી વહેમ નીકળી ગયો. ચિમનરાય તો હવે પોતાની ખો ભૂલી ગયા. ફરી ક્રોધનો પ્રસંગ આવે ને ઝકલી સામે દેખાય એટલે ઠંડાગાર. અહીં તે ઝકલી તેમની ગુરુ અને ઉસ્તાદ બની ગઈ ને ચિમનરાયને ક્રોધે ભરાતાં અટકાવી દીધાં.

ક્રોધની અસર જીવન પર કારમી થઈ જાય છે. ક્રોધ કરવો એટલે પોતાના શરીરમાં જ્વાળા ઉત્પન્ન કરવી. આખું શરીર તપાવી લાલચોળ કરવું. ક્રોધના પરમાણુઓ મહાઝેરી હોય છે તેથી જ આંખો લાલ થાય છે. તીખા બાણ જેવા કારમા શબ્દો નીકળે. આખું શરીર ડોલમડોલ થઈ જાય અને તોફાન મચે. અંતરમાં વાવાઝોડું થાય ત્યાં ભાન ન રહે પછી જે હાથ આવ્યું તે માને મારે, છોકરાંને

મારે, બાથડીને મારે. સારાનરસાની કે કાર્યઅકાર્યની શુદ્ધ બુદ્ધિ તે વખતે ન રહે. પોતે જ પોતાની મેળે ઝેરનો પ્યાલો પીએ છે તેનો ક્રોધીને ખ્યાલ સુદ્ધાં ન હોય. આવે વખતે આખા શરીરનાં ગેમેરોગમાં વિચિત્ર ઝેરની અસર હોય છે. ક્રોધમાં ને ક્રોધમાં ધમધમતી માતા બાળકને ધવડાવે તો પરિણામ વિષમ આવે છે. એવાં દૃષ્ટાંતો ઘણુંયે સાંભળ્યાં હશે.

ક્રોધ આટલું પ્રત્યક્ષ નુકસાન કરે છે એટલું જ નહિ પરંતુ શાસ્ત્રકારો કહે છે કે અનેક કાળથી સંગ્રહીત કરેલા સંયમ, ત્યાગ અને તપશ્ચર્યાના ફળનો પણ તે નાશ કરે છે. અને ઉત્તમ સંસ્કારો કે જેના પર જ ભાવિ જીવનનું અવલંબન છે તેમને હમેશની આ જ્વાળા વિકૃત કરી મૂકે છે.

## સંસ્કારો અને પૂર્વજીવન

સંસ્કારો પર જ જીવનનો સમગ્ર આધાર હોઈને જેવા સંસ્કારો ભેળા થાય તેવી જ યોનિમાં અને તેવા જ વાતાવરણમાં તે જીવ જાય છે અને તેવા જ કુટુમ્બમાં તે જીવ ઉત્પન્ન થાય છે. તેની જ સંસ્કૃતિને અનુકૂળ માતાના ગર્ભમાં તેવા જીવનો જન્મ થાય. તેવો જ પિતા તેનો જન્મવિધાતા નીવડે

પુનર્જન્મની સિદ્ધિ સંસ્કારો પરથી જ થાય છે. બુદ્ધદર્શન સંસ્કારોનો સંપૂર્ણ લય એટલે નિર્વાણ દશા માને છે. અને તે રહે ત્યાં સુધી સંસારના પરિવર્તનશીલ ચક્રમાં ભમવું પડે છે. એટલે સંસ્કૃતિસુધાર એ જ એક આપણા જીવનનું પ્રધાનભૂત કાર્ય હોવું જોઇએ. આ ધ્યેય પર જ આપણી પ્રગતિ, વિકાસનો માર્ગ અવલંબી રહ્યો છે.

સંસ્કારોની જીવન પર પડતી સારીમાઠી અસર એ જ ધર્મ, અધર્મ, પુણ્ય અને પાપ છે. પાપનો પ્રવાહ કંઇ બહારથી ચાલી આવીને ચોંટી જાય છે તેવું કશુંય નથી. પાપ એટલે બૂરી આદતના

બૂરા સંસ્કારોની સ્વચ્છ બુદ્ધિ અને નિરાકુલ માનસ પર પડતી ખોટી છાપ. આ છાપ પર જેમ જેમ બીજા લેપો લાગતા જાય તેમ તેમ તે દૃઢ થતી જાય અને આ જીવાત્માના આંતરપટ ઉપર તે આવરણભૂત બની જાય. પછી તો તે જીવનમાં શાન્તિ અને આનન્દને બદલે ચિન્તા, પરિતાપ અને ખેદ જ રહ્યા કરે.

### આદત અને આદતથી પડતી સંસ્કૃતિ

હવે હું તમોને આદત અને સંસ્કારોના સંબંધમાં કહું. આદતથી સંસ્કારો બંધાય છે અને તે પ્રમાણે આચરણ થાય છે. એક ચોર કે ઘાતકી મનુષ્ય પણ સ્વભાવથી અથવા મૂળથી કંઈ ઘાતકી બન્યો હોતો નથી. પ્રથમ અધર્મ આચરતાં તેનો આત્મા તેને ડંખ્યો હોય છે. તેને ન ગણકારતા તે ફરી કરે; એમ ધીમે ધીમે ટેવાતો જાય. ગમે તેવું ખરાબ કામ હોય તો પણ પ્રથમ તેને ડંખતું હોય, તેવું લાંબા વખતે ડંખતું નથી. ટેવને અંગે તે જાતના દુષ્ટ સંસ્કારો ધીમે ધીમે જામતા જાય અને એવા સંસ્કારને અંગે હું આ અયોગ્ય કરું છું એવું એને લાગતું નથી. પછી તો ફલાણાને મેં આમ કર્યું તે ઠીક કર્યું એમ તે માનવા લાગે છે. આ રીતે જ મનુષ્ય અધર્મની અને પાપની પરંપરા જન્માવતા જાય છે. તે અનિષ્ટ કાર્યની અનિષ્ટતા કદી વિચારવા બેસતો નથી. તેથી એને લગતાં કાર્યો કરી સંસ્કારને પોષે છે અને જેમ જેમ સંસ્કારોનાં મૂળ ઊંડાં જતાં જાય છે તેમ તેમ તે પતનના ખાડામાં નીચે ને નીચે ચાલ્યો જાય છે. સંસ્કારો દૃઢ થયા પછી સામાન્ય રીતે ગમે તેટલા પ્રયત્નો કરે પણ પછી અસર શું થાય ? તેના માનસમાં પ્રવેશેલી દુષ્ટ વાસના અને કુટેવોને તે પોષ્યે જ જાય છે. અને તે ટેવો સુધારવાનું કોઈ કહે તો ઊલટી તેની વિપરીત બુદ્ધિ તેને તર્કની જાળમાં પાડીને ખોટો બચાવ કરવા લાગે છે. પોતાના દોષો બહાર ન પડે તે ખાતર તે અનેક જાતના દંભ અને પાખંડ ખેલે

આ પ્રકારના હમેશના વ્યવહારથી દોષો ઘટવાને બદલે ઊલટા તેનાં મૂળ ઊંડાં જતાં જાય છે.

## સંસ્કારોનો સુધાર શાથી થાય ?

સંસ્કારોના સુધારમાં સંતપુરુષોના શબ્દોની તાકાત પણ ઓછી અસર નથી કરતી. ગમે તેવા દુષ્ટને પણ એક જ અમોઘ વચન ક્ષણવારમાં સુધારી મૂકે છે. જુઓ, તમોને તે એક નાનું દષ્ટાંત આપીને સમજાવું.

એકદા એક માનસશાસ્ત્રના અનુભવી મહાપુરુષ ક્રોધનાં પરિણામ અને જીવન-સંસ્કારોની દૃષ્ટાંતપૂર્વક અનુભવયુક્ત વાત કરતા હતા. આવું સચોટ વર્ણન એ ચારિત્રશીલ પુરુષના મુખે સાંભળીને એક માણસને એમ થયું કે, આ મહાપુરુષ કહે છે તેમ જ થયા કરે છે. ક્રોધ મારા જીવનમાં એ સંત કહે છે તેટલું જ ઝેર રેડી રહ્યો છે. ક્રોધ ખૂરી ચીજ છે. આ વર્ણન મને બરાબર બંધબેસતું છે. મારામાં પણ આવો જ ક્રોધ છે. જ્યારે ક્રોધ ચડે છે ત્યારે માતા, પત્ની, છોકરા અને મિત્રો ઉપર ક્રોધ ઉતારું છું. અને જ્યારે એ નશો ઊતરે છે ત્યારે ખૂબખૂબ પસ્તાઉં છું. અને ક્યારેક રડવું પણ આવે છે. પણ આજ સુધી મેં તેનો ઉપાય શોધવા પ્રયત્ન કર્યો નથી, તેથી જ મારું તે દર્દ વધતું જાય છે. નિમિત્ત ન મળે ત્યાં સુધી હું શાણો અને શાન્તિપ્રિય દેખાઉં છું, પણ નિમિત્ત મળે કે મારું ડહાપણ, સમજણ અલોપ થઈ જાય છે, ને બમણા જોરથી ક્રોધ ઊછળે છે. આ માણસ મનમાં ઘણો જ પસ્તાવા લાગ્યો. આટલા તીવ્ર પશ્ચાત્તાપ પછી જ ઉપદેશની અસર થાય. એક જ ઉપદેશથી તેને ખૂબ અસર થઈ, કારણ કે તે આ દર્દથી ભારે કંટાળી ગયો હતો. એટલે તુરત જ સુધરવાની પિપાસા પ્રગટી અને તે મહાપુરુષ પાસે આવી પગમાં પડ્યો. અને કહ્યું, પ્રભુ! આજે આપે જે દોષનું વર્ણન કર્યું તેનું પરિણામ સમજાણું તે આબેહૂબ મારામાં છે. આપે આજે મારા સ્વભાવનું જ વ્યાખ્યાન કર્યું છે.

હું એનાથી ભારે કંટાળ્યો છું, તો કૃપા કરી એ ક્રોધનો અકસીર ઉપાય બતાવશો તો ઉપકાર થશે એમ વીનવવા લાગ્યો. તે સાધુપુરુષે

સાન્ત્વન આપી કહ્યું, "બેટા! એ પૂર્વસંસ્કારોનું પરિણામ છે. ચિંતા ન કરીશ." એમ કહી એક મંત્ર આપ્યો ને કહ્યું કે, "જ્યારે ક્રોધનો પ્રસંગ ઉત્પન્ન થાય ત્યારે આ મંત્રને મૌન ધારણ કરી એકવીસ વાર બોલજે અને એ ક્રોધજન્ય વાતાવરણમાંથી ઊઠીને તે જ વખતે દૂર ચાલ્યો જજે. જો કે પહેલી આદત તને અહીં ખૂબ પજવશે. પણ ત્યાં તારા દઢ સંકલ્પને તું બરાબર જાળવી રાખજે. આ મંત્રનું સવારે અને રાત્રે એકાગ્રચિત્તથી બરાબર ચિન્તવન કરજે. ફરી ન ભૂલું તે જાતની પ્રભુ પાસે પ્રાર્થના કરજે અને તારા અંતરાત્માને લક્ષપૂર્વક જાગ્રત રાખજે. એ જાતનું ધ્યાન ધરજે, જાપ કરજે." પેલા જિજ્ઞાસુને તો આ મંત્ર મળ્યા પછી તેના આનંદનો પાર રહ્યો નહિ. તે જો કે સંસ્કારને અધીન થઈ ક્રોધિત થઈ જતો હતો, પરંતુ તેની પાટી હજુ કોરી હતી. વ્યાખ્યાનો સાંભળી સાંભળીને રીઢો થયો ન હતો, વદન કોરો હતો. બુદ્ધિ અને તર્કની જાળમાં પડે તેવો નીવડ નહોતો થયો. એટલે જ વિશ્વાસ બેઠો. શ્રદ્ધા હતી, વૈદ્ય હોશિયાર હતો અને દર્દી પણ યોગ્ય હતો, એટલે શ્રદ્ધા અને પરેજપૂર્વક દવાનું પાલન કરવા લાગ્યો. થોડા જ દિવસમાં તેને જણાયું કે દરદ શાંત પડ્યું અને સાચે જ તેવું બન્યું હતું. ધીમે ધીમે જડ નાખી બેસેલું દર્દ ઘટતું ગયું.

આમ માણસ જ્યારે જાગે ત્યારે વિષય, વિકાર, આશા, તૃષ્ણા એ બધું ધીમે ધીમે પલાયમાન થાય. સામર્થ્યવાન જાગે એટલે ચોર તો નાસે જ ને? આજે આપણે તો બીકણ બની ઘરના ખૂણામાં બેસીને આત્મધનને ચોરી રહેલાં એ કામ, ક્રોધ, તૃષ્ણા, મોહાદિ ચોરોને પોષી રહ્યા છીએ. ચોર જાણે છે કે આમાં કાંઈ જોર નથી. આ ખરેખર બાયલો છે. તેથી અહીં આપણને ઠીક ફાવશે જ. પોતાને હાથે મનુષ્યો ચગદાઈ રહ્યાં છે. પેલો માણસ ઊંઘમાંથી ઊઠ્યો કે તરત જ દર્દનો ઉપાય મળી ગયો. જેને ઊઠવું હોય તેને તો ઉપાય મળી રહે, પણ ભૂમિકા જોઈએ.

## કસોટી

આપણે જેનું દૃષ્ટાંત જોઈ ગયા તે માણસનો એકદા કસોટીનો સમય આવી લાગ્યો. ઘેર આજે ખીચડી રાંધી હતી, પણ મીઠું બેવડું પડી ગયું હતું, કારણકે માએ પણ નાખ્યું અને બૈરીએ પણ ભૂલથી નાખ્યું, એટલે થયું ખમણ. પેલા ભાઈના ભાણામાં ખીચડી પિરસાણી. મોંમાં મૂકતાં જ ખારીખારી ધુધવાળ અગાઉ જ્યારે આવો પ્રસંગ બને ત્યારે એમ ને એમ ધગધગતી ખીચડીવાળી થાળી જ કાં તો મા ઉપર અને કાં તો બાયડીના કપાળ ઉપર છૂટી ફેંકે તેને કલ્પનાય ન આવે કે આનું પરિણામ શું આવશે? પણ હવે તો તે પલટાઈ ગયો હતો. જો કે પૂર્વપ્રકૃતિએ તેના પર જોર અજમાવવા પછાડા તો ખૂબ માર્યા, પણ આજે દોરી તેના પોતાના હાથમાં હતી

મન ગયા તો જાને દે, પણ મત જાય શરીર,<br>
બિના બિછોરી કામડી, ક્યોં હી લગેગો તીર

તે તરત જ, "ઓ ગુરુ!" મનથી બોલી ઊભો થઈ ગયો. "દુકાને અગત્યનું કામ છે. હા, મને યાદ આવ્યું." એમ બહાનું કરી થાળી ઉપરથી મંત્રનો ઉચ્ચાર કરતો કરતો ઊઠીને ચાલતો થયો અને દુકાને ગયો

ત્યાર પછી માએ ખીચડી ખાધી અને ખારી લાગી વહુને પૂછતા માલમ પડ્યું કે મીઠું વહુએ પણ ભૂલથી વધારે નાખ્યું છે. થાળી ઉપરથી તે કેમ ઊઠી ગયો એ કારણ માજી સમજી ગયા અને તરત જ તે દુકાને ગયા અને વીનવવા લાગ્યાં કે, "બેટા, જલદી ઊઠી ઘેર ચાલ અમને ખબર નહિ કે ખીચડીમા ભૂલથી મીઠું ખમણ પડ્યું છે અમારી મોટી ભૂલ થઈ ચાલ, બેટા ચાલ તને ભાવે તે રાંધી દઈએ" આહા! કેવું વાત્સલ્ય! માના વાક્યો તરફ આ ક્રોધાંધે કદીએ લક્ષ આપ્યું નહતું એક ટંક ખાધું નહિ તેમા આટલી વિનવણી? અને તે પણ દુકાને આવીને? છોકરો પુન પુન વિચારે છે કે ખરેખર મને છતે કાને અને છતી આંખે મારા ક્રોધે અંધ બનાવ્યો હતો ખરેખર

મેં માના નિર્મળ સ્નેહની આજ સુધી પરવા જ કરી નહિ. વગર વાંકે ક્રોધના નશામાં મેં તેમના પર અને મારી પત્ની પર ઘણો જ અન્યાય કર્યો છે. તે ખૂબખૂબ પશ્ચાત્તાપ કરવા લાગ્યો. આજ સુધી ક્રોધને અંગે એના કાન જ બંધ થઈ ગયા હતા. માતાની વાણીની મીઠાશ તે આજ સુધી સાંભળી શક્યો નહોતો. આજે તેના ઘટડાનાં દ્વાર ખુલ્લાં થઇ ગયાં. સ્નેહના અમૃતે તેને પશુને બદલે દેવ બનાવ્યો. તે માતાના પગમાં પડ્યો અને ગદ્દગદ કંઠે માફી માગી, 'મા! મા! મને ક્ષમા કર. મેં આજ સુધી તારા પ્રત્યે ભારે અન્યાય કર્યો છે.' બન્ને ખૂબ રડ્યાં. સ્નેહ અને વાત્સલ્યના બે પ્રવાહો આજે ભેળા થઈ વહેવા લાગ્યા. માતા પુત્રને પ્રેમથી ભેટી પડી અને આશીર્વાદ વરસાવવા લાગી. અરે! હું મૂર્ખ, અંધ, પિશાચ એવાં એવાં સ્વનિંદક વચનો, માતાનો, વાત્સલ્યભાવ દેખીને, તે પોતાના જીવને કહેવા લાગ્યો. પશ્ચાત્તાપે તેની શુદ્ધિ કરી. તેને લાગ્યું કે આ જીવન તો આનંદનો ભંડાર છે, પણ હાથે કરીને જ પાશવીય પ્રકૃતિને આધીન થઈ, મનુષ્ય તેનો લાભ લઈ શકતો નથી. આજે મને મહારાજે સાચો મનુષ્ય બનાવ્યો. મારાં દુષ્ટ આવરણો દૂર થયા. દુર્ગુણો નીકળી ગયા, દૃષ્ટિ પલટી. એમ ઓઘદૃષ્ટિમાંથી ક્રમશઃ મિત્રાદૃષ્ટિમા, તારાદૃષ્ટિમાં, બલાદૃષ્ટિમાં જેમ જેમ ભૂમિકાઓમાં આગળ આગળ વધતો ગયો તેમ તેમ તેને સંસારરહસ્ય સમજાતું ગયું. એણે પછી ગુરુ પાસે જઈને કહ્યું, "ઓ વૈદરાજ! આપની દવાથી મને ઘણો ફાયદો છે. હવે મને વિશેષ સમજાવો." ગુરુએ તેને બીજો પ્યાલો પાયો. જીગરનું માર્જન કરી બધાં ક્રોધાદિ અણુ અને પરમાણુ કાઢવાનો માર્ગ બતાવ્યો અને દેવ બનાવી મૂક્યો. કેટલું સુંદર પરિણામ? પણ એ બધું ક્યારે, કે જ્યારે એ પોતાના દોષોથી થાક્યો હોય, એ દોષો એને ખૂંચતા હોય, કાઢવા મથતો હોય અને જ્યારે તેનામાં સાંભળ્યા પછી વિચારવાની ઇચ્છા પ્રગટી ત્યારે તેનામાં પિપાસા ઊભરાઈ નીકળી ત્યારે. કારણ ઊંડી ઊંડી ત્યાં જિજ્ઞાસા હતી. પોતાનામાં બગાડો છે એમ તેણે જોવાની ફુરસદ

લીધી હતી, ત્યારે જ તે સુધરી શક્યો. તેમાંથી અશુભ નીકળ્યું અને માણસ બન્યો અને એ માણસ બન્યા પછી મુમુક્ષુ બન્યો. આ ભૂમિકા સહેલી નથી. એ વિષે ક્રમપૂર્વક આગળ પ્રસંગે પ્રસંગે હજુ કહેવાશે. આ દૃષ્ટાંત પરથી હમણાં તો માત્ર પશુપ્રકૃતિ અને માનવ-પ્રકૃતિમાં કેટલો ફેર છે તે જ વિચારવાનું મળે તે બસ છે. કુદરત તો મનુષ્યના સંસ્કાર-સુધાર માટે પળે પળે આવાં અનેક દૃશ્યો બતાવે છે, પણ વિચારસૃષ્ટિ જરા વિકસવી જોઈએ. પણ નજર કરતાં આજે તો ચોમેર દેખાય છે વિચારશક્તિનું દેવાળું. જીવનવિકાસ રૂંધાયો છે, અને સંસ્કારોની શુદ્ધિ મરી પરવારી છે.

## શુદ્ધિ કોને કહેવાય ?

આજે સંસ્કારોની શુદ્ધિ પાછળ જેટલું મહત્ત્વ નથી અપાતું, તેટલું બાહ્યશુદ્ધિ પર અપાય છે. અને આ જ ભાવનાએ માનવને માનવ મટાડી પશુ કરી દીધો છે. તે ચંડોને અડકવામાં પાપ માને છે. પોતાના જ માનવબિરાદરથી અભડાઈ જાય છે, અને વળી શાસ્ત્રોનું ઓઠું લઈને એમ કહે છે. કેવી વિચિત્રતા ! શાસ્ત્રકારો તો સ્પષ્ટ ભાખે છે કે મનુષ્ય અછૂત નથી પણ માનવમાં ઘર કરી રહેલ વિષયાધપણું, અધરવાર્થ, ક્રોધ, મિત્રદ્રોહ, વિશ્વાસઘાત આ બધા ખરા અસ્પૃશ્યો છે, ચાંડાલો છે. આ કહેવાતા ઢેડભંગી વગેરે તો બિચારા તમારી સાચી સેવા કરનાર છે. માટે જીવનને અભડાવનાર, ભ્રષ્ટ કરનાર, અને પતન કરનાર દુર્ગુણરૂપી ચંડાલથી દૂર રહો, એને કાઢવા પ્રયત્ન સેવો. વારુ, આ બધા અછૂત સેવકો તમારા હિંદુ ધર્મમાંથી વટલાઈને ઇતર ધર્મી બની જાય તો તમે એને અડકી શકો છો, ખરું ? કેટલું અવિચારીપણું ? કેટલી શરમજનક બીના ? ખરી રીતે વટાળવૃત્તિ એ કોઈપણ ધર્મનું અંગ જ નથી, એ વાત એ અજ્ઞાન ગણાતા લોકો પણ સમજ્યા છે અને અસ્પૃશ્યતાને ખાતર તેમણે ધર્મ તજ્યો નથી, એ ખરે જ એમની વિશેષતા છે. આ કહેવાતા અછૂતો મંદિરમાં આવે તો ભગવાન અભડાઈ જાય છે, તે પણ તમારી

ભમણા છે. સેવાભાવી મનુષ્યોથી ભગવાન અભડાઈ જતા હોય તો તે ભગવાન જ ન કહેવાય. અછૂતો પતિત છે જ નહિ, છતાં તમો ભ્રમથી માનો તો પણ ભગવાન તો પતિતોને પાવન કરનાર છે. પાવન કરે તે જ ભગવાન, અધમનો ઉદ્ધાર કરે તે જ ભગવાન. ભગવાન તમારા જ નથી; ભગવાન તો આખા વિશ્વના છે. અને વિશ્વમાં તો સૌનો સમાવેશ થાય છે જ. પણ આવી સીધી અને સ્પષ્ટ વાત નથી સ્વીકારાતી તેનું કારણ સામુદાયિક વાતાવરણમાંથી મળેલું દૂષણ છે. સમાજની આ ભયંકર ભૂલ ક્યારથી શરૂ થઈ તેનો ચોક્કસ ઇતિહાસ નથી, પણ એ ભૂલ કરીને સમાજે એક મહા પાતક વહોર્યું છે.

ક્રોધ, માન, મગરૂરી અને ઈર્ષ્યા તેમજ દ્વેષના ગાઢ સંસ્કારોએ અંગત અને સામાજિક જીવન ઉપર ગંભીર અસર કરી મૂકી છે. તેથી આંખ ઉઘાડી હોવા છતાં ખરું શું છે તે ચિમનરાવની જેમ દેખી શકાતું નથી. પણ આખરે ચિમનરાવનાં આતરચાં ઉઘડ્યાં અને ખરું ભાન થયું, તેમ મનુષ્યતા આવ્યા પછી જ્યારે ભાન થશે ત્યારે આજના સેંકડો માઠાં આચરણો પ્રત્યે, મૂર્ખતા પ્રત્યે વારંવાર રડવું આવશે. તોય એ પાપના પરિણામને ભોગવ્યા વિના છૂટકો નહિ થાય. આવા ભાન માટે સામાજિક પાપો, વારસાથી મળેલ પાપો અને વ્યક્તિગત પાપો એ ત્રણે પાપોને પખાળવાનાં છે. એ પાપો માત્ર પાણીથી કે વાણીથી નહિ ધોવાય, એને માટે તો પસીનો વાળવો પડશે. અને પસીનાથી પણ નહિ ધોવાય તો અંતર નિચોવીને પણ ધોયે જ છૂટકો.

॥ ૐ શાંતિ ॥

# મરુભૂતિ અને કમઠ

## [ પ્રવચન આઠમું ]

પ્રવચન પિપાસુઓ !

• 'સંસ્કારોની અસર' પર લંબાણપૂર્વક કહેવાઇ ગયા છતાં, એની વધુ ચોખવટ કરે એવું કોઈ ઉદાહરણ અપાય તો વિશેષ સારું એવી તમોને અપેક્ષા તો રહે જ; એમ લાગતાં ભગવાન પાર્શ્વનાથનું ચરિત્ર કહેવું અહીં પ્રાસંગિક હોવાથી કહીશ. એમના અને એમના ભાઇ વચ્ચેના દશ ભવના સંબંધમાંથી કર્મ અને સંસ્કારોની ખરી ચમત્કારિકતાનો અને જીવનના વલણનો ખરો ખ્યાલ આવશે.

તિજોરીમા ધન પડ્યુ હોય, પણ ચાવી ન મળે ત્યાં લગી એ ધન શા કામનું ? તેમ જીવનમા અનંતજ્ઞાન અને અનંતશક્તિનુ ધન છે પણ અંતરના તાળાની ચાવી ન મળે ત્યાં લગી એ ધન શી રીતે મળે ? અને આનંદ કેમ મળે ? ચાવી ન મળી હોય ત્યાં લગી જીવ કેવી દશામાં ભમે છે, કેવી ઊંચી નીચી ભૂમિકાઓમાં જાય છે, એની સામાન્ય રૂપરેખા અપાઈ ગઈ છે. આ ઉદાહરણથી તે વિશેષ સ્પષ્ટ થશે

### મરુભૂતિ અને કમઠ

ઘણાં વરસની વાત છે પોતનપુર નામના નગરમાં અરવિંદ રાજા રાજ્ય કરતો હતો. તેમને વિશ્વભૂતિ નામના મહાન સંસ્કારી દીવાન હતા. રાજહિત સચવાય અને પ્રજાને અન્યાય ન થાય એ

રેડયો સમભાવની અદ્ભુત શક્તિ વડે બન્નેને શાંતિ વળી ગઇ ને તેમનો પાર્શ્વનાથને હાથે ઉદ્ધાર થયો. આ નાગ–નાગણી ખૂબ સંસ્કારી જીવ હતા એટલે બન્ને શુભ ભાવે કાળધર્મ પામી નાગકુમાર જાતના ભવનપતિ દેવેંદ્ર ધરણેંદ્ર પદ્માવતીની જોડલી થયા. આ વખતે કમઠ તો કાળ કરીને પોતાના અજ્ઞાન–તપના પરિણામે મેઘકોળીનો દેવ થયો.

## પાર્શ્વપ્રભુનો યોગમાર્ગ

આ બનાવ જોયા પછી પાર્શ્વપ્રભુજીએ કેટલાક સમય પછી ગૃહત્યાગ કર્યો. પાર્શ્વનાથના જીવનચરિત્રનો ઘણો વિસ્તાર છે. તે સર્વ છોડી દઇ માત્ર મુદ્દાની વાત જણાવું છું. રાજઆદિ વિશાળ વૈભવના સાધનો, માતાપિતા, સબંધી સર્વને તજી યોગ ધારણ કર્યો. 'જંગલ વસાવ્યું રે જોગીએ, તજી તનડાની આશ જી' એ યોગી અવધૂતના સમભાવમાં ઝીલતા એકત્ર એમતમાં ધ્યાન ધરી રહ્યા છે ત્યાં પેલા મેઘમાળીને વેર વાળવાની વૃત્તિ ફરી જાગૃત થઇ. જરા વિચારો ! ફરી વિચારો ! !

નવ ભવ સુધી વૈર વાળતો આવ્યો છતાં તૃપ્તિ ન થઇ, એટલે વળી એનું એ ચક્ર ચાલુ થયું. આટલું સાંભળતા સાંભળતાંય કંટાળો આવે ત્યારે સહનારની શી દશા ? 'પ્રથમ પેલા શીશ સમર્પી' તે પ બોલવા માટે નથી રચ્યું.

કહેવાય છે કે પાર્શ્વપ્રભુને કષ્ટ આપવા એમ મહાસુરે રાત્રીએ જઇને અનેક પ્રકારનાં પરિસહો આપવા રૂપો વિકોર્યા પણ પ્રભુ ન ડગતા ત્યારે ખુદતા એકાંત ચોગાનમાં એક દિવસ પાર્શ્વનાથ શુકલ ધ્યાનમાં હતા અને ઋતુ વિના એકાએક વરસાદનું તોફાન જમાવ્યું. મેઘગર્જના તથા વીજળીના ચમકારા સાથે મુશળધાર વરસાદ તૂટી પડયો. સર્વ સ્થળે પાણીપાણી જ થઇ રહ્યું ધરતી તો ક્યાંય દેખાય નહિ. આમ ચાર ચાર ગાઉ સુધી આ દશા થઈ. આ વખતે ઉઘાડે માથે એ યોગી કલ્પનામાં ન આવે એવી શક્તિવાળા

એ પરમ પુરુષ, ધ્યાનાવસ્થ ઊભા હતા. પાણી વધતાં વધતાં સમુદ્ર બન્યો અને પૂર વધતાં વધતાં શ્રી પાર્શ્વનાથનાં નાક લગી પૂગ્યું. ભગવાન, શ્વાસ રૂંધીને સમાધિસ્થ થયા. આ વેળાએ ધરણેંદ્રદેવનું આસન કંપ્યું. એણે પોતાના જ્ઞાનથી પ્રભુની આ દશા જોઈ એટલે એનાથી ન રહેવાયું. સાથે પદ્માવતીદેવી પણ તૈયાર થયાં. ત્વરિત ગતિએ એ ઇંદ્ર-ઇંદ્રાણી મૃત્યુલોકમાં આવ્યાં. જ્યારે ભગવાન અને જળવૃષ્ટિનું દૃશ્ય જોયું ત્યારે ધરણેંદ્રે મહાનાગનું સ્વરૂપ ધર્યું અને મૃત્યુલોકમાં પાર્શ્વનાથ પાસે પહોંચ્યા. પ્રથમ તો પ્રભુજીના માથા ઉપર જરાય ઇજા ન થાય એ રીતે ફેણ માંડીને છત્ર ધરી લીધું અને નાગકુંડલું બનાવી નીચેથી જળથી અદ્દર કર્યા, આમ ગમે તેટલો વરસાદ પડે પણ એકેય બુંદ અંગ ઉપર ન પડે એ પ્રકારની વ્યવસ્થા કરી અને પદ્માવતીએ સમીપમાં જ પ્રભુને પ્રસન્ન કરવા દિવ્ય સાધનો સહિત દિવ્ય નૃત્ય શરૂ કર્યું. અનેક રૂપો ધારણ કરી નૃત્ય દ્વારા પોતાની ભક્તિ વ્યક્ત કરે છે. પ્રભુને તો પ્રસન્નતા સહજ હતી. પણ સેવકનો ભાવ જ સેવ્યની સેવા કરાવે છે.

બે દિવસ થયા, ત્રણ દિવસ થયા, પણ વરસાદ રહે જ નહિ એટલે ધરણેંદ્રને આશ્ચર્ય થયું. સંશય પ્રગટ્યો એટલે જ્ઞાનથી જોયું ત્યારે સમજાયું કે એ તો પેલા કમઠનું કામ. બીજું રૂપ ધારણ કરી કમઠના કાનની બુટી પકડી ત્યાં લાવ્યા અને કહ્યું "તું ઓળખે છે આ કોણ છે?" ધરણેંદ્રના દબાણથી પોતાની બધી માયા સમેટી લીધી અને વૃષ્ટિ અટકી ગઇ. પાણીની માયા અલોપ થઇ ગઇ. અને ભગવાનને નમન કર્યું. ભગવાને ધ્યાન પાળ્યું અને કમઠને જોઇ પ્રેમધારા વરસત્રા માંડીઃ વહાલા કમઠ! તું બહુ બહુ રખડ્યો, તેં ઘણું સહન કર્યું, તું નરકલોકમાં ગયો અને છેદનભેદનનાં અસહ્ય દુઃખો પણ ઘણાં વેઠ્યાં. દશ ભવ ઉપર તું મારો ભાઇ હતો. આપણે વિશ્વભૂતિના દીકરા હતા. તારા મનમાં ગમે તે વૈરભાવ હોય પણ તું મારો દુશ્મન નથી.

કુદરતનો ક્રમ સમજાવ્યો, પોતાના સુખદુઃખનો કર્તા પોતાનો આત્મા જ છે. હજુ સમજી જા! વૈરથી વૈર વધે છે; ઘટતું નથી. એને ટાળવાનો ઉપાય પ્રેમ છે. પ્યારા આત્મા ચેતી જા!

૫૬

(ઢબઃ–હરિવેણુ વાય છે રે વનમા)

વેર ન કરીએ રે વા'લા, વેરો કેર કરાવે કાળા. ટેક
ભાલાં દિલમાં રે ભોંકે, પ્રભુના મારગ જાતાં રોકે. વેર. ૧
ઝરનાં રહે છે રે ઝેરો, વધુ ભવ રખડાવે છે વેરો;
વેરો ભવભવ રે વળગે, ઉપચારોથી ન રહે અળગે. વેર. ૨
ગુણ તો નજરે રે ના'વે, ભૂંડું કરવાનું નિત્ય ભાવે;
અંધી આંખે રે આવે, માનવ ભવને મૂઢ ગુમાવે. વેર. ૩
નિશદિન દોષો રે શોધે, અવરજનોને એહ જ આંપે;
હૃદયે કિન્નો રે રાખે, સામાના ગુણ દુર્ગુણ દાખે. વેર. ૪
ભય ઉપજાવે રે ભારે, ઉદય સમય આવે છે જ્યારે;
હરદમ હિતને રે હરે છે, આતમ ગુણની ઘાત કરે છે. વેર. ૫
શલ્યની પેઠે રે ખટકે, પાતાળે લઈ જઈને પટકે;
વેર તજીને રે વા'લા, વેર તજી પિયો પ્રેમ પિયાલા. વેર ૬

ભગવાન પાર્શ્વનાથ સંકલ્પ માત્રથી ચાહે તે કરી શકે એવી તેમનામાં દૈવી શક્તિ હતી. પણ તેનો ઉપયોગ તેમણે ન કર્યો. અહીં જ પ્રભુતાની કસોટી છે. પ્રભુના મુખેથી દરી ભરતું આંધકાર સાંભળીને, આખરે કમઠમાં પણ 'આત્મા' તો હતો જ તેથી ઊંડો ઊંડો એ ફફડી ઊઠયો અને આત્મદીવડાનું કિરણ જોયું. ત્યાં તેણે આજ સુધી કદી ન જોયેલું જોયું. એનું કઠણ દિલ નરમ થઈ ગયું. એની સામે એક પછી એક પોતાની ભૂલો - તરી આવી, તે તુરત પગમાં પડયો અને બોલ્યો, "ઓ પ્રભુ! મારા આત્મનાયક!

મને ક્ષમા કરો. અહો! મેં કેટલો અપરાધ કર્યો છે? અહા! મારા કુકર્મોનો નતીજો હજી શો આવશે?"

> અપરાધી કહે જ્યારે, અપરાધી જ હું ખરો;
> મહાપરાધના દુર્ગો, તે જ ક્ષણે તૂટી પડે.

આત્મબંધુ! ખિન્ન થા મા! ભૂલ્યા ત્યારથી ફરી ગણવાનું સૂત્ર યાદ રાખ.

આખરે કમઠ ઓગળ્યો! અને પ્રભુએ એને સન્માર્ગે વાળ્યો એમ શાસ્ત્રો ભાખે છે.

સારાંશ

કથાનો સાર એ છે કે 'સુસંસ્કારો' અને કુસંસ્કારો' જીવનને ક્યાં લઈ જાય છે! વૈરનો ડંખ એવી ખરાબ ચીજ છે કે સામાના હજાર ગુણો હોય, પણ વૈરનો ડંખ માણસને એ ગુણો દેખવા જ ન દે.

કમઠ પથ્થર જેવો હતો છતાં ભગવાન પાર્શ્વનાથના ઉપદેશથી ઓગળી ગયો અને પાર્શ્વનાથનું સ્મરણ કરી પાર પામ્યો. એ પાર્શ્વનાથ તે જૈનોના ત્રેવીસમા તીર્થંકર કહેવાયા. તીર્થંકર એટલે વિશ્વમુક્તિના માર્ગદર્શક. લોકનાથ પોતે મોક્ષ પામે અને અનેકને મોક્ષ પમાડે.

આટલી બધી ઉચ્ચ ભૂમિકા પર એ નિર્વૈરી વૃત્તિએ લાવી મૂક્યા. વિશ્વબંધુત્વની ઉપાસના સર્વે સિદ્ધિનો સાર છે. અને નિર્વૈરી વૃત્તિ એનું બીજ છે. માટે કદી કોઈની સાથે ભૂલેચૂકે 'વૈર ન કરીએ રે વ્હાલા.' છતાં કોઈ વૈર રાખે તો એના ચરણમાં વીરતાપૂર્વક અવનમ મસ્તક મૂકી દઈએ, પણ સ્વપ્નેય વૈર, કામ, કે ક્રોધરૂપી આંકાલાને અડવા ન દઈએ!!!

॥ ૐ શાંતિ ॥

# મરદાનગી

## [ પ્રવચન નવમું ]

ઉત્સાહી શ્રોતાજનો !

અહીં સુધી તો માનવતાના એક અંગની અનેક દૃષ્ટિએ ચર્ચા થઈ ગઈ. હવે બીજાં અંગો તરફ તમારું લક્ષ્ય ખેંચું છું.

બુદ્ધિ, શક્તિ અને હૃદય આ ત્રિવેણીના સંગમે જ માનવીનો આત્મા પુણ્યતીર્થ બને છે. એટલે માનવતાનું પહેલું લક્ષણ વિચાર, બીજું લક્ષણ વીરતા અને ત્રીજું લક્ષણ કૂણા હૃદયની લાગણી છે. સુસંસ્કાર અને સદ્વિચાર વિનાની વીરતા હોય ત્યાં લગી પશુબળ જ કહેવાય અને તે અનર્થ જ વધારે એ મરુભૂતિ અને કમઠના પ્રસંગથી સમજાયું. સ્વાભાવિક જ કોમળ હૈયું પામવું એ હજુ જરા દૂરની એટલે કે ઊંચી ભૂમિકા છે. આપણે એની મુખ્ય ચર્ચા તો આગળ જતા કરીશું.* હમણાં તો સુસંસ્કારી વીરતા અથવા તો ખરી મર્દાનગીના સંબંધમાં કહેવું પ્રસંગોચિત હોવાથી તે જ કહીશ.

તમો કદાચ એમ કહેશો કે, ધર્મ કરવામાં કઈ મોય મારવાની છે ? તેમાં મરદાનગી જોઈએ ? એ તો હું અમુક અંશે સમજાવી જ ગયો છું કે 'ધર્મ' એ કોઈ દેવળ, મસ્જિદ કે મંદિરમાં જ પુરાયેલી ચીજ નથી. એ તો આપણા અણુએ અણુમાં રહેલો સ્વાભાવિક ગુણ

* બીજા ખંડમાં એ બાબતને લગતાં બહુમૂલાં વ્યાખ્યાનો છે.

છે. અને એમ જ છે તો પ્રત્યેક ક્રિયામાં ધર્મને ઉતારવા માટે જેમ વિચાર જોઈશે તેમ શક્તિ પણ જોઈશે. એથી જ મહાપુરુષોએ ગાયું છે કેઃ—

"હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલાં મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને."

માથું મૂક્યા વિના એ માર્ગમાં ડગલું ય ન ભરાય. ડગલે ડગલે કંઇ માથું હોમ થવાના પ્રસંગો નથી બનતા પણ તૈયારી તો ત્યાં સુધીની જોઇએ.

સાચા મરદનું લક્ષણ

દર્દમેં આફતમેં, જંજાલમેં ખુશ હૈ
વો હી સચ્ચા મર્દ જો હરહાલમેં ખુશ હૈ.

આવો મરદ જ મુખ્ય ધર્માધિકારી બની શકે. એ આપભોગ અથવા બલિદાનની જીવંત મૂર્તિ હોય છે: જુલ્મ જેવી ઊર્મિ એના દિલમાં ઊઠતી જ નથી. તે જુલ્મ કરતો નથી તેમ સાંખી પણ શકતો નથી. સાંખી શકતો નથી એટલે હિંસકની સામે હિંસક કે પશુની સામે પશુ થાય છે એમ નહિ, પણ હિંસકની સામે ચુસ્ત અહિંસક અને પશુની સામે અણનમ મનુષ્ય રહે છે. આટલું શબ્દોમાં કહેવું. સમજવું કે સ્વીકારવું જેટલું સહેલું છે તેટલું કરવામાં સહેલું નથી.

મહાયુદ્ધમાં જીત અથવા બીજી કોઈ લાલસા રાખી મરવા જનાર સૈનિકો સાંપડે, ઇજ્જતની ખાતર આપઘાત કરનાર સાંપડે, પણ કશાય ગુના વિના માત્ર સત્ય ખાતર, નગદ-ધર્મ ખાતર, અણનમ રહેનાર અને આવી પડતાં દર્દ, આફત, જંજાળ કે મૃત્યુને કશો વેરભાવ મનમાં રાખ્યા વગર અને ખોટાં બચાવનાં કોઇપણ સાધનોનો ઉપયોગ કર્યા વગર સહી લેનાર જગતમાં વિરલ જ પાકે છે.

પાગલ સલ્તનત

મોગલ સલ્તનતના અને તેમાંય ઔરંગઝેબના સમયનો એક

પ્રસંગ હું કહું છું તેથી કથનનો ખરો ક્યાસ નીકળશે. ઔરંગઝેબનું આંતરિક વર્તન અને પરિશ્રમવૃત્તિ ઇસ્લામને પ્રતિકૂળ ન હતી એમ ઇતિહાસકારો કહે છે. પણ એનામાં ભરાઇ રહેલી વટાળવૃત્તિએ ધર્માંધતાનું ઝનૂન અને દુરાગ્રહવૃત્તિઓ ઉપર પીંછી ફેરવવા જેવું કર્યું. ઇસ્લામનો કોઇ આદેશ એવો નથી કે જેમાંથી વટાળવૃત્તિની વાત નીકળે. ઊલટું એ તો આખું જગત ખુદાતાલાનું છે, જીવમાત્ર એ ખાવિંદનાં બાળકો છે સહુ સાથે બિરાદરી કેળવો. આવા ઉદાર ઇસ્લામને નામે વાડબંધી કે કદાગ્રહ શોભે જ શાનો! પણ વિચાર વિના ધર્મનો મર્મ સમજાય જ નહિ, પછી એ રાજા હો કે રંક હો. ધર્મના પક્ષે કાયરતા જેમ પાપ છે તેમ ધર્મના પક્ષે કદાગ્રહ—વટાળવૃત્તિ કે ધર્મ-ઝનૂન એ અધર્મ છે. અને જે અધર્મ પર ધર્મની છાપ હોય એ અધર્મ જેટલો અનર્થ, ઉઘાડો અધર્મ કદી નથી કરી શકતો કારણ કે ધર્મની છાપવાળા અધર્મની જાળમાં પશુવૃત્તિનો વારસો લઇ આવેલો માનવી જલદી ફસાઇ જાય છે. અને એમાં સાથીઓ પણ અસંખ્ય સાંપડે છે. એ તો દેખીતું જ છે કે ધર્મ-ઝનૂન માનવના હૃદયમાં રહેલી મીઠી માનવતાને પણ ઝેરી અને ક્રૂર બનાવી મૂકે છે.

કહેવાય છે કે કાશ્મીરથી માંડીને જ્યાં જ્યાં એની આણ હતી, ત્યાં ત્યાં ઔરંગઝેબે ફરમાન કાઢેલું કે તૈયાર થયેલાં હરિયાળાં ખેતરોનો પાક મુસલમાન થાય તે જ ઉતારે; હિંદુ નહિ. કુદરતે પાણી દીધું અને માણસે જાત નિચોવી પાક કેળવ્યો; છતાં એના પર આવું શાહી ફરમાન! ધર્મઝનૂન, માણસનો કેટલો અધઃપાત કરે છે! ઠેઠ ક્યાં લાવી મૂકી દે છે! શાહબુદ્દીનગોરીએ પચાસહજાર હિંદુઓને વટલાવ્યા. ત્રવાડી બ્રાહ્મણોમાંથી વોરા, લુહાણામાંથી ખોજા, કણબીમાંથી મુમના અને બીજી અનેક જાતિઓ એમ પલટાઇ ગઇ. હિંદુસ્તાનમાં આજે નવ કરોડ ઉપરાંતની સંખ્યામાં મૂળે મુસલમાનની સંખ્યા તો આંગળીને વેઢે ગણાય તેટલી જ હતી. બીજી બધી હિંદુઓમાંથી પલટીને થયેલી પ્રજાની સંતતિ છે.

## વટાળવૃત્તિથી શો લાભ ?

જો કોઇને પણ બળજબરીથી વટલાવવાની કુરાને શરીફની આજ્ઞા જ નથી તો આ વટાળવૃત્તિ કેમ આવી ? અને વટાળવૃત્તિને આશરે જે હત્યાકાંડ કે અત્યાચાર ગુજારવામાં આવતો તેમાં એના કર્તાઓએ શો લાભ જોયો હશે ? આવો તમારા મનમાં પ્રશ્ન ઊઠશે, પણ એ તો તમે જાણો જ છો કે પોતાના પંથમાં વળે તો સારું એવી વાડો વધારવાની હલકી ખાસિયત, ધર્મગુરુનો લેબાસ ધાર્યા પછી પણ (ખરી ભૂમિકા ન હોય તો) ખસતી નથી એથી એ ધર્મનું ઓઠું લઇ એવા પ્રકારનો પક્ષ ઊભો કરી આવે માર્ગે ખેંચી જાય છે, અને માનવજાત તથા ધર્મને કલંક લગાડે તેવાં કરપીણ કામો કરી નાખે છે ઔરંગઝેબ જેવા, ધર્મ માટે આપભોગ આપવાને બદલે બીજાના ભોગ ધર્મને નામે પોતે લે છે બાદશાહ એવી જ કોઇ બાજીનું પ્યાદું બની ગયો હોય તો એ બનવા જોગ છે.

સાચો ઇસ્લામી સ્વર્ગમાં જાય એ વાતને તે આ રીતે સમજ્યો હોય કે મુસલમાન થાય તે જ સ્વર્ગે જાય, એટલે હિંદુને વટલાવીને પણ મુસલમાન બનાવું તો તેમનો ઉદ્ધાર થાય અને હું માલિકના ચોપડામાં ઉદ્ધારક તરીકે નોંધાઉં પણ એને એ ખ્યાલ ન હતો કે ઇસ્લામી એટલે હક્ક–પરસ્ત, ખુદા–પરસ્ત. જે હકને માર્ગે ચાલે છે તે જ ઇસ્લામી, પછી જોઇએ તો વગર સુન્નતનો હિંદુ હો કે જોઇએ તો સુન્નત થયેલ મુસલમાન હો વટલાવવાથી દોષ હોય તે ગુણ ન થાય, તેમ ગુણ હોય તે દોષ ન થાય. જો એટલો ખ્યાલ હોત તો તો તેવો રાજવી પ્રજાને પુત્રવત્ પાળવાનો પોતાનો રાજધર્મ ચૂકીને પ્રજાને વટલાવવાનો જુલ્મી ધંધો ન આદરી બેસત આટલું પ્રાસંગિક કહી હવે જે પ્રસંગ વિષે હું કહેવા માગું છું તે તરફ વળીએ.

જે કાળની હું વાત કહું છું તે કાળે બાદશાહે બળાત્કારથી હિંદુઓને વટલાવવા માંડ્યા. તે સામે શીખોનું બીભત્સ ઝઘડો ઊઠ્યું.

તેમનાથી ધર્મને નામે ચાલતો આ જુલ્મ ન ખમાયો. તેઓ સંગઠિત થયા અને તે વખતે એમના ગુરુ તેગબહાદુર હતા તેમની પાસે આવ્યા. તેગબહાદુર ખરા વીર ધર્મગુરુ હતા. તેણે માર્ગદર્શન આપતાં કહ્યું કે અહો! એમાં શું મૂંઝાવા જેવું છે? જાઓ, બાદશાહને કહો કે જ્યાં સુધી અમારા ગુરુ મુસલમાન ન થાય, ત્યાં સુધી અમે કેમ થઇ શકીએ? અમે તો બધા એમના અનુયાયીઓ અને યજમાનો. એટલે તેઓ જે માર્ગે જાય તે માર્ગે અમારે ચાલવું જ રહ્યું. આપ એમને જો મુસલમાન બનાવો તો અમે તો પછી થઇ ચૂકયા. સહેજે આ સાંભળી બાદશાહને પણ લાગ્યું કે વાત તો મુદ્દાની છે. તુરત જ તેગસાહેબને દરબારમાં બોલાવી લાવવાનો હુકમ છૂટયો. તેગબહાદુર તો ખરેખરા બહાદુર ધર્મવીર હતા. તેને વળી ભય શાનો? જેવો દરબારી માણસ તેડવા આવ્યો કે તરત જ દરબારમા જવા તૈયાર થયા. ત્યારે એમની આસપાસના કેટલાક સ્નેહીઓ અને સેવકો વીનવવા લાગ્યા: હે પ્રભુ! બાદશાહ બડો ધર્મઝનૂની છે. આપની ત્યાં જવામાં અમોને સલામતી ભયમાં લાગે છે. ધર્મવીર તેગસાહેબે કહ્યું કે સ્વધર્મપાલન એ ખાંડાની ધાર છે. ભય અને ટેક એમનો મેળ કદી ન મળે. ભય કાયરને જ ડરાવે છે. ધર્મરક્ષણ કરતાં કરતાં મૃત્યુની ગોદમાં સૂવું એ તો જનેતાના અંકમાં પોઢવા જેવું દિવ્ય સુખશયન છે. તેમાં ભય શાનો? હું તમોને આજથી એ જ કહું છું કે હમેશા વીરતાના શબ્દો કાઢજો. કદી કાયર કે પામરના મુખમાં શોભે તેવું ન બોલતા. એવી કાયરતા અને પામરતામાં ધર્મ ક્ષણભર પણ ટકી શકતો નથી.

આપણા નાનકના શબ્દો

એ વીર ધર્મગુરુ શ્રી નાનકસાહેબે મરતાં મરતાં મોગલ બાદશાહ બાબરને શું કહ્યું હતું તેને તમો યાદ કરો. એમણે ભવિષ્ય ભાખ્યું હતું કે સત્ય-ધર્મની રક્ષા માટે સાત સાત સતીનાં મોંઘેરાં બલિદાન અપાશે અને એ ધર્મવીરોના બલિદાનને પરિણામે ધર્મઝનૂની મોગ-

ચાઈ હિંદમાંથી અસ્ત પામશે. કેવી એ ગુરુસાહેબની વીરતાભરી વાણી! જરા ફરીને યાદ કરો. બલિદાન વિના શાન્તિ ને આપભોગ વિના ઉદય થાય?

જ્યારે જ્યારે મહાપુરુષો ધર્મ, જાતિ, દેશ કે વિશ્વને માટે બલિદાન આપવાને પૂર્ણ રીતે તૈયાર થાય છે, ત્યારે જ ઉદય થાય છે એમ કહી પોતે પ્રેરક આશ્વાસન આપી વિદાય થયા.

તે સમયે એ એકછત્રવાળી મોગલ શહેનશાહીના આવતખ્ત પર આરૂઢ થયેલા બાદશાહના ગર્વનો પાર નહોતો. જેવા તેગબહાદુર દરબારમાં પ્રવેશ્યા તેવો જ બાદશાહ એમનો ચહેરો અને વીરતા જોઈ અચંબો પામ્યો. પ્રથમ તેગબહાદુરની ઓળખ કાઢી અને પછી પરીક્ષા કરવા માટે બાદશાહે કુતૂહલ ભાવે કહેવા માંડ્યું, "આપ ધર્મગુરુ છો? અને જો સાચા ધર્મગુરુ હો તો બતાવો ચમત્કાર!" તેગબહાદુરે સ્મિતથી ઉત્તર વાળતાં કહ્યું કે, બાદશાહ! હું કંઈ જાદુગર નથી કે જાદુ કરવા આવ્યો પણ નથી એ તો બાળક પણ સમજી શકે કે જાદુગર હોય તે જ ચમત્કાર બતાવે.

આ ઉત્તરે બાદશાહના ગર્વને ઠેસ મારી. એણે આખરે પોતાનું ખરું પોત પ્રકાશ્યું: 'કાં તો મુસલમાની મજહબને અધીન થાઓ, નહિ તો મોતને ભેટો.' 'બાદશાહ! મજહબ એ તો દિલની ચીજ છે. ખુદા અને કિરતારમાં કશોય ભેદ નથી. હિંદુ અને મુસલમાન બેય બિરાદર છે. વટલાવવું કે વટલવું એ ખુદાઈ ઇચ્છાથી વિરુદ્ધ છે. આપ જો એવી ઇચ્છા રાખતા હો તો એવી ઇચ્છાને અધીન થવા કરતા મૃત્યુને ભેટવું પડે તો ભેટવું એ બહેતર છે, એમ મને ઇન્સાની મજહબ ફરજ પાડે છે.' ઔરંગઝેબને આ તાત્ત્વિક વચનો મર્મભેદી થઈ પડ્યા.

**ધર્મને નામે પિશાચલીલાઃ—**

તેગબહાદુરે ધર્માંતર ન કર્યું, તેથી બાદશાહે ધર્મઝનૂનને વશ થઈ ધડથી શિર જુદું કરાવ્યું. તેના દેહને અગ્નિસંસ્કાર

સુદ્ધાં ન દેવા દીધો. ઊલટું એ મુડદાને ભરચોકમાં બૂંડી હાલતે સડવા માટે ફેંકાવી દીધું આ રીતે એ વીર ધર્મગુરુનો દેહ રાજમાર્ગમાં પડ્યો હતો. આ વાતની ગુરુ ગોવિંદસિંહ કે જે માત્ર સોળ વરસની વયના હતા તેને ખબર પડી. ગુરુ તેગબહાદુરના શબની આ દશા સાંભળીને જ શબને અગ્નિસંસ્કાર આપવા તુરત જ તે દોડ્યા. બાળક હતો છતાં તે સિંહનું બચ્ચું હતું. રસ્તામાં તેમને એક ગાડીવાળો અને તેનો પુત્ર સામા મળ્યા. તેઓએ ગુરુ ગોવિંદસિંહને આમ દોડતા જોઈ પૂછ્યું, "આપ કયાં પધારો છો?" તે વીરને ઉત્તર આપવાનીયે ક્યાં ફુરસદ હતી? પણ પૂછનારની યોગ્યતા જોઈ જવાબ વાળ્યો કે, 'ભાઈ! તેગબહાદુરનું શબ અગ્નિસંસ્કાર વિના રાજમાર્ગના ચોકમાં પડ્યું પડ્યું સડે છે એ માગથી કેમ સહેવાય? મારે જલદી જવું જોઈએ મને વધુ વાર હવે ન રોકો.' ગાડીવાળાએ કહ્યું કે, 'કૃપા કરી આ સેવાનો લાભ અમને સોંપો. આ કામ અમ સેવકનું છે આપની ભાવનાને આ સેવક પૂર્ણ કરશે.' ગોવિંદસિંહ બોલ્યા "શી રીતે?" ગાડીવાળો કાન પાસે આવી ધીરેથી બોલ્યો, 'ગુરુદેવનું શબ ચોકમાં દુર્ગંધ મારતું પડ્યું છે, એટલે બદબોને લીધે ચોકીદારો તો દૂર બેસી ઊંઘતા હશે અને કામ બરાબર થશે જો કે અમારા બેમાંથી એકને મરવું પડશે અને તે મરણ તો અમારે મન સ્વર્ગની વરમાળા છે." આ કંઈ બોલવાની વાત ન હતી જીગરની વાત હતી ગુરુ ગોવિંદને એની ગુરુભક્તિ અને મૃત્યુની નીડરતા જોઈ સંમતિ આપવી જ પડી ગાડીવાળો અને તેનો દીકરો બન્ને તૈયાર થયા, પણ તે બન્ને વચ્ચે હરીફાઈ જાગી દીકરાએ કહ્યું કે પહેલાં હું મરું અને બાપ કહે કે હું મરું. બલિદાન આપવા તો બન્ને પૂરેપૂરા તૈયાર હતા. ભાવનામાં એકબીજાથી કોઈ ઊતરે તેવું ન હતું, કારણ કે બન્ને સમાન વીર હતા છેવટે બાપે કહ્યું કે બેટા! તું મારાથી વધુ મજબૂત છો તેથી આ શબને સહેલાઈથી ઉપાડી શકીશ માટે મને જ મરવાની તક આપ. જ્યારે આમ પિતાની પ્રશસ્ત આજ્ઞા થઈ એટલે

પુત્રને એ શિરે ચડાવવી પડી. જોયું કે? આટલો જેને મરવાનો ભય ન હોય, આટલી તૈયારી હોય, તે જ પોતાનું બલિદાન આપીને દેશ કે ધર્મની રક્ષા કરી શકે અને આત્માને ઊજળો બનાવી શકે. મરવાથી ડરે તેનાથી તો કંઇ પણ ન થાય. માટે જ કહ્યુ છે, 'હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને.'

## મૃત્યુ સફળ કોનું?

મરવું તો બધાને માટે છે જીવમાત્ર દેહપરિવર્તન કરે છે. પણ ધર્મને ખાતર, સત્યને ખાતર, ટેકને ખાતર કે જનસેવા ખાતર જે મૃત્યુને સ્વીકારે તેને જ મરતા આવડ્યું ગણાય તેગબહાદુર લાખો શીખ જેવી વીર પ્રજાના અજોડ પૂજ્યપાત્ર હતા વિચારો કેટલો આત્મભોગ!

આ ગાડીવાળા (બાપ–દીકરો) પણ એ વાતને અક્ષરશ. સમજ્યા હતા. એટલે એમને મૃત્યુના બીકનો વિચારેય ન આવ્યો. એમને તો માત્ર ધર્મ કેમ પાળવો અને કાર્ય કેમ પાર પાડવુ એટલા જ વિચારો હતા.

ચોકીદારો દૂર દૂર નિદ્રાદેવીની ગોદમાં ઝોકા ખાઈ ગયા હતા તે પ્રસંગનો લાભ લઇ એ બન્ને વીરો (બાપ અને બેટો) મુડદાં-વાળી જગ્યાએ આવ્યા બેટે મુડદુ સેરવી લીધુ અને ઉપાડીને ગાડીમાં નાખી ચાલતો થયો અને એ મુડદાને બદલે બાપે પોતાના પેટમાં કિરપાણુ ભોંકી મુડદાનું સ્થાન બરાબર સંભાળી લીધુ. આ બધી ક્રિયા એટલી તો ઝપાટાબંધ અને સાવચેતીથી બની ગઇ કે ચોકી-દારોને તો છેવટ સુધી કશો ખ્યાલ જ ન આવ્યો

કેવ એ વીરોના બલિદાન! આનું જ નામ ધર્મવીર કે ધર્મ-સેવક સ્વામી માટે કે ધર્મ માટે બલિદાન આપતી વખતે તેણે દિલ બ જરાય ન કર્યો એવે સમયે દિલમાં શી સૂઝ્યાં ચૂકે તે ધર્મ પાળી પણ ન શકે. એટલે જ ફરી ફરી એ સાર નીકળે છે કે જે વીર હોય

તે જ બલિદાન આપી શકે. બલિદાન આપવામાં પ્રબળ વીર્ય જોઇએ છે.

**અત્યારની દુર્દશા:**—આજ તો બળવિહૂણા અને શૌર્યવિહૂણા, કોઇ આપભોગની તો વાતો જ શીખ્યા નથી. ઠેર ઠેર આ દુર્દશા છે. કોણ જાણે શાથી ? કોણ જાણે આમાં પાપ ને તેમાં પાપ, પાપ અને પાપ, ચારે બાજુએ પાપ. આવા ગોખી રાખેલા શબ્દમાત્રથી ગભરાયેલા પામર માણસો ઘણીવાર મોટામાં મોટા પાપી બની જાય છે. કારણ કે પામર થઇ મૂઢ સ્વાર્થમાં એવા તો ફસાઈ પડે છે કે કોઇપણ પરમાર્થ ક્રિયા કરવામાં તેમની શક્તિ રહેતી નથી અને કુવિચારો કે કુવિકલ્પો જ કર્યા કરે છે.

**પાપ કોને પીડે છે ?**:—મહાપુરુષોએ ફરી ફરી કહ્યું છે કે વીર્યહીનને—પામરને જ—પાપ વધુ મૂંઝવે છે. જે જાગૃત અને વીર મરદ છે તેને પાપ તો અડી પણ શકતું નથી. કારણ કે તે વિવેકપૂર્વક જ પગલું ભરે છે. આથી તમે સમજ્યા હશો કે શરીરબળે જાડો તગડો કે સાજોતાજો એ વીર નહિ પણ વૃત્તિનો વિજેતા તે જ વીર.

જૈન શાસ્ત્રકારોના મતે પાપની તરતમતાનો ઘણો આધાર અધ્યવસાય એટલે મનોવૃત્તિ પર રહેલો છે.

> जयं चरे जयंचिट्ठे, जयमासे जयं सए
> जयं भुजंतो भासतो पावकम्मं न बंधई
>
> દશવૈકાલિક ૪–૮

અર્થ—ઉપયોગપૂર્વક ચાલતાં, ઊભા રહેતાં, ભોજન કરતાં કે હરકોઈ કામ કરતાં પાપકર્મ બંધાતું નથી એમ ભાખ્યું છે. જેનું મન વીરતાભર્યું છે, તેની વિચારધારા કરતાં કાયરની વિચારધારા હમેશાં હલકી અને દૂષિત હોય છે. વીર કદાચ સાહસથી કોઈ કાર્ય કરી નાખશે તો પણ જો તે અયોગ્ય હશે તો પસ્તાશે અને કાયર કાર્ય તો નહિ જ કરી શકે પણ આખા સંસારનું ભૂરું કરવા સુધીની મલિનવૃત્તિ સેવ્યા કરશે. અને નિમિત્ત મળ્યે ભૂરું પણ કરતાં નહિ ચૂકે. વીરપુરુષ

કદાચ પાપ કરી બેસશે, પણ અધર્મ કરતા તે જરૂર ડરશે. એટલે મનુષ્યે પાપ કરતા અધર્મથી વધુ ડરવું જોઇએ. પાપનું તો પ્રાયશ્ચિત્ત હોય પણ અધર્મનું પ્રાયશ્ચિત્ત ન હોઈ શકે. ધર્મ અને પુણ્ય વચ્ચેનો શ્રેણીભેદ ન સમજવાથી ઘણો ગોટાળો થાય છે. શૂરવીર પુરુષ ધર્મ શું ? કર્તવ્ય શું ? તેનો હમેશા વિચાર કરે અને ધર્મ બજાવવા જતા પોતાને માટે શું પરિણામ આવે; તેનાથી ને ડરી ડરે નહિ કોઈ અનાથ કે અત્યાચારથી પીડિત પોતાને શરણે આવ્યો, તેનું રક્ષણ કરવું જ જોઇએ અને તે ધર્મ સમજે એને તેને બજાવતા જેટલા આફતોના ડુંગરાઓ આવી પડે તે બધાને પ્રેમપૂર્વક સહન કરીને પાર ઉતારે. એ આફતોથી, કટાળે નહિ, ઊલટુ આખરે આફતો જ કંટાળીને ચાલી જાય આવા સ્થિતિમા ડર હોય જ શાનો ? આ પ્રસગે જૈન આગમોમાની એક ઘટનાનો ઉલ્લેખ કરવાનુ અહી મન થાય છે.

*

મહારાજા ચેટકનું નામ તો તમે સાભળ્યુ જ હશે કે જે મગધપતિ મહારાજા શ્રેણિકના શ્વશુર થાય.

કૂણિક, શ્રેણિકના રાજયનો અધિકારી થયો ન હતો તે પહેલાં શ્રેણિકને દેવપ્રસાદથી જે ભેટ પ્રાપ્ત થયેલી તે દિવ્યહાર અને દિવ્યહાથી પોતાની હયાતીમા જ પોતાના વહાલા પુત્રો હલ્લ અને વિહલ્લને શ્રેણિકે આપ્યા હતા.

શ્રેણિકના અવસાન પછી કૂણિક રાજ્યાધિકારી થયો તે વખતનો આ પ્રસંગ છે.

જ્યારે હલ્લ કે વિહલ્લનો પત્ની હાર પહેરી નીકળે અને હાથી પર બેસી એ યુગલ જલક્રિડા કરવા જાય ત્યારે તે દશ્ય કૂણિકના પત્ની પદ્માવતીને ખૂચવા લાગ્યુ. હું પટરાણી જેવી પટરાણી, રાજરાણી અને આ કુમારોની સામાન્ય સ્ત્રીઓ, મને જે ચીજ શોભે તે એમની પાસે ? ઈર્ષ્યાની આગથી પ્રેરાઈ પટરાણી પદ્માવતીએ એક વખત પોતાના પતિ રાજાધિરાજને પ્રસગ સાધી ટોણો મારતા કહ્યુ.

"તમારામાં માલ જ ક્યાં છે? નહિ તો હલ્લ—વિહલ્લને શાનાં હાર અને હાથી મળે? તમે તો ધરમૂળથી ગાદીના ધણી એટલે રાજ્યની ઉત્તમ વસ્તુ તમારી જ માલિકીની ગણાય." જવાબમાં કૂણિકે કહ્યું કે મને જ્યારે આખું મગધદેશનું રાજ્ય મળ્યું, ત્યારે મારા લઘુ બંધુઓને હાર અને હાથી બે જ વાનાં મળ્યાં. તેમાં ખોટું શું! આપણને તો ઉચ્ચમાં ઉચ્ચ રાજ્ય મળ્યું છે. આનંદ કરોને! શા માટે હાર અને હાથીની પરવા કરવી? કૂણિકના આ ઉત્તરથી પદ્માવતીને જરાય સંતોષ ન થયો. પણ એ એટલેથી થાકે શા માટે? એ તો રોજ રાજવીના કાન ભંભેર્યા કરે અને નવાં નવાં બહાનાં કરી કૂણિકને ઉશ્કેર્યા કરે. એકદા કૂણિકે કહ્યું કે તું શા માટે ચિંતા કરે છે? હલ્લ–વિહલ્લ તો મારા ભાઈ છે. હું માગું એટલે તુરત તે વસ્તુ હાજર જ કરે, પણ આપણી પાસે તો આવડું મોટું રાજ છે, ત્યાં એ હાર અને હાથી શા વિસાતમાં? રાણીએ જરા મો મરડીને કહ્યું કે માગો તો ખબર. ખબર તો પડે કે હાથી ને હાર આપે છે કે ડાંભ આપે છે? આવા વચનથી કૂણિક જરા ચડે ભરાયો અને એ ચડની પાછળ પોતાનો ધર્મ ભૂલી ગયો. આ અન્યાય કહેવાય એ ચોખ્ખી વાત તે નારીમોહને આધીન થઇ ચડસાચડસીના વેગમાં દોરાઇ ભૂલી ગયો. એને મોહાવેશે એવો તો જકડી લીધો કે પોતાના તેઓ ભાઈ છે એ ભાવના જ ભુનાઈ ગઇ. હાર અને હાથીની, જાતે બોલાવીને માગણી કરી. વડીલ બંધુનાં આ વચન સાંભળી બન્ને ભાઈઓ દિગ્મૂઢ જ બની ગયા.

વહાલા બંધુ! શું દરબારમાથી બધાં આભૂષણો નાશ પામ્યા કે રાજાધિરાજ થઇને આપની નજર અમને પિતાશ્રીએ આપેલા આ એક હાર પર પડી. વળી રાજ્યમાં મદોન્મત્ત માતંગો ક્યાં નથી કે આ હાથી ઉપર આપની નજર પડી? વડીલ બંધુ! આટલી અપાર રાજ- ... જે સંતોષ ન મળ્યો, તે શું આ એક હાર અને હાથી આપી વળશે? વિહલ્લના આવા શબ્દો કૂણિકને ઊલટા ઉત્તેજક નીવડ્યા.

પદ્માવતી પ્રત્યેની આ રાગવૃત્તિએ બંધુસ્નેહના સ્રોતમાં વિક્ષેપનું બીજ તો રોપ્યું જ હતું એમાં વેગ મળ્યો.

ગજાધિરાજ કૂણિકનું મગજ હાથમાં ન રહ્યું. એણે જરા કડક સ્વરે માગણી કરી, પણ બન્ને ભાઈ મૌન રહ્યા. થોડીવાર વાતાવરણ નિસ્તેજ અને ગંભીર બન્યું. કૂણિક અને બન્ને ભાઈઓ તે વખતે તો વિખૂટા પડ્યા, પણ કૂણિકની વૃત્તિ બળાત્કાર તરફ પ્રેરાતી હતી. કૂણિકના પ્રકોપની સામે ટકવું સહેલું ન હતું. હલ્લ–વિહલ્લ સાથ શોધવા લાગ્યા. આખરે એમની દૃષ્ટિ ચેટક મહારાજા પર ઠરી. કારણ કે મહારાજા ચેટકની ક્ષાત્રધર્મની રક્ષામાં તેમનો અડગ વિશ્વાસ હતો.

હલ્લ–વિહલ્લ બન્નેને લાગ્યું કે બંધુ બંધુધર્મ ચૂક્યો છે. જો તેણે ભાઈને નાતે જ તે માગણી કરી હોત, તો એમને દુઃખ ન થાત; પરંતુ ભાઈ આજે કોઈ સત્તાની ખુમારીમાં મહાલે છે. એટલે જ એ બળાત્કાર કરશે. બંધુત્વની આજ્ઞાને વશ થવું એમાં તો સ્નેહની અનોખી લહાણ છે; પણ બળાત્કારને વશ થવું એમાં કેવળ પામરતા છે. ક્ષાત્રતેજને એ પામરતા કેમ પાલવે ?'

તુરત જ તેઓએ મોસાળ ભણી પ્રયાણ કર્યું. આજે કંઈ મોસાળને નાતે મોસાળમાં જઈ મહાલવાનું ન હતું. આજે તો માતામહ ચેટક મહારાજાને શરણે જઈ ઝૂઝવાનું હતું. કૂણિકના રાજ્યના પ્રમાણમાં નાની છતાં વિશાળ અને પુરાણી વિશાલા નગરીના મહારાજા ચેટક પાસે તેઓ પહોંચ્યા. અને ત્યાં જઈને ચેટક રાજાને કહ્યું કે પિતાના વાત્સલ્યસ્મારક સમા ભાઈ કૂણિક આજે બંધુધર્મ અને ક્ષાત્રધર્મને એક બાજુ મૂકીને પોતાની રાજઋદ્ધિથી સંતોષ નહિ પામતાં અમારા પિતાશ્રીએ અમને જાહેર રીતે ભેટ આપેલા આ હાર અને હાથીને પોતાના કરવા તલસી રહ્યા છે. અને તે પણ સત્તાની ખુમારીથી—બળાત્કારથી—આવી સ્થિતિમાં અમને એક જ માર્ગ સૂઝ્યો છે કે આપની સલાહ અને સહાય બન્ને લેવાં. મૂળ વાત એ છે કે અમારી પાસે પિતાનાં દીધેલાં આ જ માત્ર પુણ્ય-

સ્મરણો છે. જ્યારે કૂણિક પાસે રાજસમૃદ્ધિ, વૈભવ, ભંડાર અને વસ્ત્રાભૂષણ એ બધુંય છે. છતાંય એ બંધુને જોઇતાં હતાં તો બંધુઆશાના બળથી તે લઇ શકતા હતા. પણ આજે તેના પર કોઈ બીજી વૃત્તિએ આક્રમણ કર્યું છે મારું હૃદય પોકારે છે કે સત્તાને વશ ન થવાય. આ સ્થળે મારે શું કરવું એ આપ જ કહો. જો ક્ષત્રિય-ધર્મની રક્ષા ઉચિત હોય તો તે બજાવવાની મારામાં શક્તિ નથી. આપને શરણે આવ્યો છું શરણ આપવું કે કેમ એ આપના અધિકારની વસ્તુ છે. બન્ને ભાઈઓની વાત સાંભળી ચેટક મહારાજાએ તેમને અભય બનાવ્યા.

કૂણિકને આ વાતની ખબર પડતાં જ તે લાલચોળ થઈ ગયો. તેણે તુરત જ સુભટને રવાનો કર્યો અને કહેણ મોકલાવ્યું કે, 'હાર અને હાથી લઇને મારા બન્ને ભાઈઓ મને કહ્યા વિના ત્યાં આવ્યા છે, માટે હાર અને હાથી સાથે બન્ને ભાઈઓને સુપ્રત કરો; નહિ તો યુદ્ધની તૈયારી કરો.' ચેટક મહારાજા પાસે બે પ્રશ્નો ઉપસ્થિત થયા. એક તરફથી શરણાગત માટે ધર્મની રક્ષાનો પ્રશ્ન અને બીજી તરફ હાર અને હાથી માટે નિર્દોષ એવા હજારો માણસોના પ્રાણની આહુતિ. સુભટ સાથે જ જણાવ્યું કે એ હાર અને હાથી તેના પિતાશ્રીના આપેલા છે; એટલે એમાં તારો હક નથી. એમ વિવેકથી સમજાવટ કરી. પણ આગ્રહી કૂણિકે તે વાત ન માની. વિચારો, અહીં જ કસોટી છે. જે એક ફૂલપાંખડીને પણ દુભવતાં થથરે તે અનુકંપાભર્યા હૃદયને હજારો નિરપરાધી જનોના સંહારની કલ્પના પણ કેટલી ખૂંચી હશે! એમણે પોતાની કક્ષા પ્રમાણે માનભરી રીતે સુલેહ સમાધાનના બધા ઉપાયો શોધ્યા. પણ કાં તો સ્વધર્મત્યાગ અને નહિ તો લડાઈ એ બે વિના એક માર્ગ ન દેખાયો, ત્યારે એ સત્યની જે ભૂમિકા હતી, તે ભૂમિકા પ્રમાણે જે સૂઝ્યું તે આચર્યું. બીજા અઢાર ગણરાજ્યો એમની વહારે ધાયા. મહાયુદ્ધની તૈયારીઓ થઈ. અને આવા યુદ્ધનું પરિણામ તો બીજું શું હોય? એક કરોડ એંશી લાખનો માનવ-સમુદાયનો સંહાર. માત્ર હાર અને હાથી માટે કેવી

ભયંકર લીલા ! આ રીતે પણ પશુબળની સામે પશુબળથી સામનો કર્યો તે નિર્ભેળ અહિંસાની દૃષ્ટિએ તો ન નિભાવી શકાય, પણ એમની જે ભૂમિકા હતી તે ભૂમિકા પર ઊભા રહીને જોઈએ તો નિર્બળતાથી આધીન થાત, એના કરતાં આધીન ન થયા એ ઊંચી નૈતિક ભૂમિકાનો માર્ગ એમણે પસંદ કર્યો, એટલે આ યુદ્ધ એને માટે ક્ષમ્ય ગણાય. કૂણિકને માટે તે કેવળ અધર્મરૂપી હોઈ અક્ષમ્ય ગણાય. એથી જ જૈનાગમો એમ ભાખે છે કે એ યુદ્ધ મહારાજા ચેટકને બાધક ન થયું.

ધર્મમાં વાણિયાવટના હિસાબ ન હોય. નિઃસ્વાર્થભાવ અને કર્તવ્ય ખાતરની જીવન-અર્પણતા જ ધર્મ પળાવી શકે, અને તે ચેટક મહારાજામાં હતી. તેથી જ તેનું ફળ એમના પક્ષે અનિષ્ટ ન આવ્યું. પણ મારે તમોને અહીં ચેતાવવા જાઈએ કે ગમે કોઈ આવું અંધ-અનુકરણ કરવા મંડી જતા. આટલો જ આ દૃષ્ટાંતનો સાર છે કે આ ચેટકનું કાર્ય કોઈ ધર્મઝનૂનથી પ્રેરાઈને નહોતું થયું. માત્ર સત્યધર્મને સમજીને, વિચારીને જ થયું હતું. એટલે સ્થૂળ ચક્ષુથી ભલે હાર અને હાથી માટે આટલું બધું થયું હોય એમ લાગે, પણ ખરી રીતે તો એમને માટે એ યુદ્ધ કેવળ નીતિના રક્ષા અર્થે અનિવાર્ય થયુ. તેઓ મહાવીરના જ અનુયાયી હતા. તેથી તેમણે ઉવટે પણ બીજા અઢાર દેશના રાજાઓને પુછાવ્યું કે શરણે આવેલાનુ રક્ષણ કરવું, એ મારો અત્યારે ધર્મ છે કે શરણાગતને સોંપીને યુદ્ધ અટકાવવું એ ધર્મ છે? બધાય વીર હતા, મહાવીરના અનુયાયી હતા અને વિવેકી પણ હતા. એ સૌની એક જ સલાહ પડી કે અન્યાય સહન કરવામાં ક્ષાત્રધર્મનો જે હ્રાસ છે, તે યુદ્ધમાં નથી. અને તેથી માત્ર અન્યાય અટકાવવો એ જ ધ્યેયે સૌ સંયુક્ત થયા અને યુદ્ધો ખેલાયાં. છતાં જે જૈનદર્શન પંચેંદ્રિયના વધમાં નરક બતાવે છે, આપઘાતમાં મહાઅધર્મ બતાવે છે, તે જ જૈનદર્શન ચેટક મહારાજાને દેવલોકમાં પહોંચાડે છે, એકાવતારી બનાવે છે. બસ ત્યાં જ ધર્મના રહસ્યની ખૂબી છે. માનવતાવાળો વીર મનુષ્ય યુદ્ધ નોતરે

નહિ, પણ અન્યાય થતો હોય તો જરૂર અટકાવે. કોઈ રીતે પશુ-બળથી ડરે નહિ. આટલી મરવાની તૈયારી હોય તે જ વીરો ધર્મ નિભાવી શકે. બીજાનું ગજું જ નથી.

મરણ આગમે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા જોને;
તીરે ઊભો જુએ તમાસો, તે કોડી નવ પામે જોને....હરિનો

આ જ ભાવનાથી એ ગાદીવાને આહુતિ આપી અને ગુરુ-સેવાનો ધર્મ બરાબર બજાવ્યો. તરવાર અને કુરાન હાથમાં રાખી તલવારની બીકથી કુરાન કબૂલ કરાવીને લાખોને મુસલમાન બનાવ્યાની આવી વાત સાંભળી એવા ધર્મઝનૂન માટે આજે પણ માનવતાભર્યું અંતર કકળી ઊઠે એ સ્વાભાવિક છે. પણ આટલાં ધર્મઝનૂન અને શેતાનિયત ટકયાં શાથી? એ જ એક મહાપ્રશ્ન છે.

એનો ઉત્તર તે કાળનો ઇતિહાસ જ આપે છે. પશુબળ કદી સૂક્ષ્મબળને જીતી શકે જ નહિ, પણ ખરી વાત એ હતી કે આવા વીર ભાગ્યે જ મળતા. સહુને મરવાની ભારે બીક હતી એટલે છુપાતા ને નાસતા ફરતા, કોઇ મરવા તૈયાર નહોતા. ત્યાં વીરજીવનનીયે પરવા નહોતી અને ધર્મનીયે પરવા નહોતી. નહિ તો એ દુર્દશાની અસર દેશવ્યાપી ન થાત. એ ભાગનાગ માત્ર પામર નહતા પણ સાથેસાથે મૂર્ખ પણ હતા. તે કાળનુ અધઃપાત સૂચક કરુણ ચિત્ર આ પ્રકારનું હતું.

### અધઃપાતનું શબ્દચિત્ર

એક તરફ ધર્મને નામે અત્યાચાર હતો, જ્યારે બીજી તરફ ધર્મને નામે મૂર્ખતા હતી. આ બન્ને તત્ત્વોમાં ધર્મની વિકૃતિ હતી. બન્ને પક્ષે અનિષ્ટ હતાં. એકમાં પાશવી બળ હતું; બીજામાં નરી પામરતા, કાયરતા હતી. હિંદુઓની મૂર્ખતા એ રીતે કે વટલેલ હિંદુ પાછો હિંદુ ન થાય, હિંદુધર્મમાં પાછો લેવાય જ નહિ તે કાળના ..યકોએ પણ ન જોયો દેશકાળ, ન વિચાર્યું હિંદુજાતિનું ભાવી. ..ત્ર લીટે લીટે ચાલી રહેલાઓએ ધર્મના મૂળ આશયને કે ખગ

રહસ્યને સમજ્યા વગર સકાન ચલાવે ગયું. પરિણામે એક તરફથી વટાળવૃત્તિથી ધર્માંતર કરાવવાની-વટલાવવાની ક્રિયા ચાલુ રહી, મુસલમાનો વધ્યા ને ધર્મઝનૂન વધ્યું. બીજી તરફ હિંદુ ઘટયા ને વીરતા ઘટી. હજુ આ વીસમી સદીમાંય આજે પણ અવશેષો રહ્યા છે. આ ભૂમિ વંધ્ય નથી થઇ. તેમાંના અવશેષોથી હમણાં જ ટૂંકે સમય પડેલાં બની ગયેલા બનાવને હું તમારી સમક્ષ કહી ગયો છું.

## હું શું કહેવા માગું છું ?

ધર્મને નામે આવું ધતિંગ જોઇ વેદ-ધર્મના હજારો રૂઢિચુસ્તોના વિરોધ વચ્ચે પોતાના મૂળધર્મને ચાહનારને અપનાવ્યા. શુદ્ધિ અને સંગઠન એવા ધર્મના અંગો પર એમણે ભારે વજન આપ્યું, એ મહર્ષિની દૃષ્ટિએ માનવતાનાં મૂલ્ય કેવાં હતાં એ હું પ્રસંગે કહીશ. મને હિંદુધર્મ અને ઇસ્લામ પ્રત્યે પોતપોતાની કક્ષા જેટલો બરાબર સદ્ભાવ છે. એટલે જ એ બન્નેની વાસ્તવિકતા બતાવવા અને વિકૃતિ હટાવવા મેં મર્દાનગીના વિષયમાં બન્ને પક્ષનાં દૃષ્ટાંતો ટાંકી બતાવ્યાં છે. મારા વ્યાખ્યાનનો સાર તો એ છે કે હિંદુ હો કે મુસલમાન હો પણ જ્યાં નરી પામરતા છે કે નરી ધર્મઝનૂની પાશવતા છે ત્યાં શુદ્ધ માણસાઈ-ઇન્સાનિયત છે જ નહિ. અને જ્યાં શુદ્ધ માનવતા નથી ત્યાં ધર્મ તો ટકે જ શાનો ?

## આટલું સમજાય તો !

હિંદુની બહેન, બેટીના અપહરણને ઇસ્લામી બચ્ચો પોતાની બહેન-બેટીના અપહરણ તુલ્ય લેખે પછી એવા કિસ્સાઓ નાબૂદ ન થાય ત્યાં લગી એના દિલને જંપ કેમ વળે ? એ જ રીતે ઇસ્લામી બચ્ચાની એકારી કે દુર્દશા જોઇ હિંદુ ભાઇને ગાદીતકિયા કે મોટર પર મહાલવાનું મન કેમ થાય ? આ સ્થિતિ જો લાવવી જ હોય તો બન્ને પક્ષના દીર્ઘદર્શી પુરુષોએ નિકટ આવવું જોઇએ. સ્વાર્થત્યાગ અને સહનશીલતાથી જ માનવતા દીપે છે.

॥ ૐ શાંતિ ॥

# સ્ત્રીઓમાં મરદાનગી

## [ પ્રવચન દશમું ]

પ્રિય આત્મબંધુઓ અને બહેનો!

'મરદાનગીવાળા' ગત-વ્યાખ્યાનમાં વિચારપૂર્વકની વીરતા વિષે હું કહી ગયો છું. એવી મરદાનગી પુરુષમાં જ હોય, સ્ત્રીમાં ન હોય, સ્ત્રી તો અબળા કહેવાય એવા ભ્રમમાં તમે ન રહો, એ દૃષ્ટિએ આજે 'સ્ત્રીઓમાં મરદાનગી' એ વિષય પસંદ કર્યો છે.

જો કે સ્ત્રી અને પુરુષનાં દેહ બંધારણ અને પ્રકૃતિમાં સ્થૂળ ફેરફારો છે જ, અને એ ફેરફારોને લીધે કાર્યક્ષેત્રોમાં પણ અંતર રહે છે. છતાં એ કાર્યક્ષેત્રનું અંતર તો ઊલટું બન્ને જાતિને પરસ્પર સાધક છે. એટલે એ દૃષ્ટિએ કોઈ ઊંચું નથી, તેમ નીચું પણ નથી. મનુષ્યત્વનાં, સુશિક્ષણના, સંયમના અને મોક્ષના બન્નેને સમાન અધિકારો કુદરતી છે જ.

જેટલી વીરતાને પુરુષોમાં અવકાશ છે તેટલી જ વીરતાનો અવકાશ સ્ત્રીઓમાં છે; હોવો જોઈએ. તમે મારી આ વાતને પ્રથમ તકે કદાચ હસી કાઢશો, પણ આખરે સૌને એટલું કબૂલ્યા વિના છૂટકો જ નથી. કલ્પનાની પાંખ પહોંચે એટલે દૂર જઈએ, તો તે કાળથી માંડીને આજ સુધીની માનવજાતિની વહીમાં એવા પ્રસંગો એક અથવા બીજા રૂપે મળી જ આવે છે. આપણે અહીં તો માત્ર મોગલકાળનો ઇતિહાસ લઈએ.

એ તો તમે જાણતા જ હશો કે મોગલ સલ્તનતના સમયે નારી-જીવન જોખમમાં આવી પડ્યું હતું. એમના પર અનેક અત્યાચારો ગુજરતા જોઈને, સહકારી પુરુષ વર્ગે તેમને તે આફતથી બચાવી લેવા સારુ સ્ત્રીઓને ગુપ્ત રહેવાની સલાહ આપીને ફરજ પણ પાડી હતી. છતાંય છેલ્લાં સો વરસમાં સ્ત્રીજીવન જેટલું પામર અને નિર્બળ બની ગયું છે, તેટલું ત્યારે નહોતું. કારણ કે શીલ અને સત્યરક્ષાના આદર્શોની ત્યારે જે કિંમત હતી તે આજે રહી નથી. આ દુર્દશા શાથી થઈ એ પ્રસંગ આવ્યે કહીશ. અહીં તો હું એવું એક ઐતિહાસિક ચિત્ર ખડું કરવા માગું છું કે જે દ્વારા તમોને ખ્યાલ આવે કે, જેમ પુરુષ સ્ત્રીને મદદ આપે છે તે જ રીતે મુશ્કેલી અને કટોકટીના સમયે સ્ત્રી પણ મદદ આપી શકે છે. પ્રસંગ પડ્યે રણાંગણની વીરાંગના પણ બની શકે છે. પુરુષને આફત અને અધઃપતનથી બચાવી શકે છે, અને પુરુષથીયે વધી જાય તેવું કાર્ય કરી શકે છે. જો કે એ ચિત્રમાં નારીજીવનને સ્પર્શતા સર્વ વિષયોનો સમાવેશ નહિ થાય, પણ તે પરથી સ્ત્રીઓની વફાદારી, ટેક પાળવાની અડગ વૃત્તિ, કળામય રચનાત્મક શક્તિ, ધીરતા, સહૃદયતા અને સહનશીલતા ઇત્યાદિ ઉચ્ચ ગુણો કેટલી હદ સુધી હોઈ શકે છે એનું તમને સહેજે ભાન થશે અને એ ભાન જ તમને સ્ત્રીજાતિ પ્રત્યે એવા સમભાવ તરફ દોરી જશે કે જેથી ઘણા સામાજિક કોયડાઓનો ઉકેલ તમે સ્વયં લાવી શકશો.

સોળમા સૈકાની આ વાત છે એકદા દિલ્હીમાં અનેક રાજા મહારાજાઓનો દરબાર ભરાયો હતો. તે કાળે દિલ્હી, હિંદનું પાયતખ્ત ગણાતું. રાજકાજ સંબંધી અનેક કોયડાઓ ઉકેલ્યા પછી જ્ઞાનગમ્મત શરૂ થઈ. પ્રસંગ સાધી અકબર બાદશાહે કહ્યું, " અહીં હાજર રહેલા વીરો ! હિંદુ શાસ્ત્રમાં પ્રાચીન કાળની સતીઓના અનેક ઉલ્લેખો મળે છે, પણ આ કાળે કોઈને ઘેર સતી સ્ત્રી હશે કે ? " આ પ્રશ્ન સાંભળતાં જ ત્યાં બેઠેલા બધા રજપૂતો ચૂપ થઈ ગયા, નીરવ શાંતિ

છવાઇ ગઈ. બાદશાહે એ સ્તબ્ધ વાતાવરણ પર એક વેધક દૃષ્ટિ ફેંકી. સૌ શૂન્યવત્ બની ગયા હતા. કોણ કહી શકે કે મારે ઘેર પતિવ્રતા નારી છે? કદાચ કહે અને કસોટી થતાં પાછા ફરવું પડે તેના કરતા મૌન રહેવું શું ખોટું? ન કોઈ ઊભું થયું, ન કોઇ બોલ્યું. બાદશાહનું મોઢું હવે જરા કડક અને વક્ર બન્યું. જાણે એ બધા રજપૂતો પર શરમ છે એમ ન કહેતું હોય! બધા રજપૂતોનાં મોઢાં વીલાં થઈ ગયાં અને સૌ ભોંય તરફ જોવા લાગ્યા.

## હાડાની હિમ્મત અને હોડ

આ વખતે ત્યાં બેઠેલા ચાંપરાજ હાડાથી ન રહેવાયુ. ક્ષાત્રતેજથી ઝળહળતો એ વીર ઊભો થયો અને અદબથી કહેવા માંડ્યું, "જહાંપનાહ! ધરતી તો અમરવલ છે. જગતમાંથી સતીઓનો નિર્વંશ નથી થયો. હજુયે આર્યાવર્તની વીરાંગનાઓ શિયળવ્રતથી સૃષ્ટિને અજવાળી રહી છે. આ સેવકને ઘેર જ સતીરત્ન મોજૂદ છે."

"સતીની પણ ખરી ખબર તો કસોટી થયા પછી જ પડે. બાકી પોતાની સ્ત્રીને સતી કોણ ન કલ્પે?" બાદશાહના મોં પર મંદ સ્મિત હતું. આટલું સાંભળતાં જ હાડાનું શોણિત ધમધમ્યું. એણે ભરસભામાં ચેલેંજ કરીને કહ્યું, "બાદશાહ! કહેવાના કે કલ્પનાનાં આ વેણ નથી, આ તો વજ્રના લેખો છે. કસોટી જે રીતે કરવી હોય તે રીતે કરી શકો છો. જો આ હાડાની સ્ત્રી સતી તરીકે સાબિત ન થાય અથવા તો કોઈ તેનું શિયળ ખંડિત કરવાની તાકાત ધરાવે તો મારું માથું ફૂલ કરું."

પાદશાહે ચોમેર દૃષ્ટિ ફેરવી, અને સૌને ઉદ્દેશીને કહ્યું, "સાંભળ્યું? છે કોઈનામાં તાકાત કે જે ચાંપરાજ હાડાની સતી–રત્નના સતીત્વની પરીક્ષા કરે?" 'સતીત્વની પરીક્ષા' એ કાંઈ બચ્ચાના ખેલ ન હતા. કોની જનેતાએ શેર સૂંઠ ખાધી હોય કે, વીર ક્ષત્રિયાણીની કસોટી કરવા તૈયાર થાય. કસોટી કરનાર જ કસાઈ જાય. વાતાવરણ ફરીને

ગભીર બન્યું એ જ સભામાં પાદશાહનો હજૂરિયો શેરખા નામનો સિપાઇ બેઠો હતો હાડાની પ્રતિભા અને પ્રજાજત એ સાખી શક્યો નહિ એના મનમા વલવલાટ શરૂ થયો જેવી પાદશાહની નજર ફરની ફરતી શેરખાં પર પડી કે તુરત જ એ ગુમાનમૂર્તિ પ્રુજતે ગાત્રે ખડી થઈ ગઈ 'તૈયાર છુ, ખાવિદ !" બધાની આંખો એની પર પડી, પણ ચેતનને બદલે જડ જોઇ જેમ નિરાશ થાય તેમ દૃષ્ટિ પાછી ફેરવતા ફેરવતા તિરસ્કારનો એકેક કટાક્ષ સહુએ ફેંક્યો

'શેરખા ! હાડાની હોડ યાદ છે ને ?' પાદશાહે કહ્યુ. 'જી હા, ગરીબનવાઝ ! જો હાડાની રાણીનું શિયળ છ માસમા ખડિત કરૂ તો ચાપરાજ હાડાનુ મસ્તક લઉ અને જો તેમ ન કરી શકુ તો તેને બદલે મારુ શિર સમર્પણ કરુ."

એ પણ એક જમાનો હતો કે જ્યા આવી હોડો થતી ઊભ રાયેલા દરબારનું સ્વરૂપ પલટાયું બન્ને પક્ષની કબૂલાતો પર સહીઓ લેવાઇ શેરખાએ છ માસ દરમ્યાન ગમે ત્યાંથી હાજર થઈ જવુ અને છ માસની મુદત પૂરી ન થાય ત્યા લગી હાડાએ દિલ્હી ન છોડવુ એમ નક્કી થયુ જામીનો તથા સાક્ષીઓ પણ લેવાઈ ચપગાજ હાડાની ગેરખા સાથેની હોડ ઘટિત તો ન જ હતી, પણ એટલું ખરુ હતું કે ચાપરાજ હાડે જેવુ ભાખ્યુ હતુ તેવી જ હાડાની પત્ની હાડોહાડ પતિનતથી રગાયેલી હતી એના નયન જ સતીત્વના પ્રભાવની સાક્ષી પૂરતા

શેરખાંએ બીડુ ઝડપ્યુ અને બુંદી કોટા ગયો પણ ખરો, પરંતુ સોનરાણીનું ક્તાન સાભળીને તે ઠડોગાર થઇ ગયો એણે લોકો પાસેથી સાભળ્યુ કે એ સતીનં નાવણ છાટવાથી ભૂતપલિત ભાગે રોગ મટે, એવી જગદબા છે તેણે બુદી-કોટામા રહી બની શકે એટના બધા પ્રયત્નો બાદશાહના ખર્ચે અજમાવ્યા પણ સોન રાણીનું ખમીર તેની સાહસિક શૂરવીરતા તેની અડોલ વૃત્તિ ધૈર્ય અને હિમત પાસે શેરખાની કોઇ રીતે કારીગીરી ફાવી નહિ એની

સામે કુદૃષ્ટિથી જોનાર બળીને ભસ્મ થાય એવી વાતો પણ ગામમાંથી સાંભળી. એનું મોઢું સુદ્ધાં જોવા પામ્યો નહિ! ક્યાંથી પામે? દિવ્યતાના દર્શન સહેલાં નથી. એના સતીત્વની હકીકતો સાંભળીને પોતાના સાહસ માટે પસ્તાયો. વખતના વહેણની સાથે શેરખાં વધુ ને વધુ મૂંઝાવા લાગ્યો.

શક્તિથી તો કોઈ રીતે ફાવી શકે તેમ હતું જ નહિ તેની ચાલાકી પણ કશું કાર્ય કરી શકી નહિ. છેવટે વિચાર્યું કે, કોઈ એવી ચીજ મળી જાય તોય બસ કે ત્યાં જઈ એ બતાવીને કહી શકાય કે હું હાડાના નિવાસમાં રહ્યો છું. જુઓ, આ તેની નિશાની.' પણ ખાલી હાથે પાછો ફરું તો તો આબરૂના કાંકરા થાય અને જાન પણ જાય. ઉપરાંત રજપૂતોની મૂછ ઊંચી થાય. આ કલ્પના એને અકળાવી મૂકતી, પણ એ ચીજ મેળવવાનો રસ્તો કયો? છેવટે એક માર્ગ સૂઝ્યો

બુંદીકોટામાં એક મહાચતુર અને નામાંકિત વેશ્યા રહેતી હતી. એક તો વેશ્યાની જાત અને વળી સાધનો મળે. પછી તો પૂછવું જ શું? શેરખાને એ માર્ગ સૂઝ્યો અને તે વેશ્યાનું શરણું શોધવા ઊપડ્યો. મદનસેના પાસે જઈ આજીજીપૂર્વક પોતાની મહામૂંઝવણની વાત કહી, જો કોઈ પણ રીતે સોનરાણીના ગુપ્ત અવયવનું કોઈ ચિહ્ન તું જાણી લે અથવા ચાપગજ હાડાની યાદગીરીની કોઈ એકાદએ વસ્તુ લાવી આપે તો જાણે તેં મને જીવિતદાન આપ્યું અને તેના બદલામાં હું તને ન્યાલ કરી નાખીશ. પછી તારે જિંદગી સુધી આ ધંધો જ નહિ કરવો પડે. હું દિલ્હીના પાદશાહની પડખે બેસનારો છું.

મદનસેનાએ પોતાની બધી શક્તિ અને ચાલાકી અજમાવીને પણ આ કામ કરી આપવાની ખાતરી આપી. આથી શેરખાને આશ્વાસન મળ્યું. અને તેણે વેશ્યાને જોઈતાં, માગ્યા પ્રમાણે બધાં સાધનો પૂરાં પાડવા માંડ્યાં.

વેશ્યા લગભગ આખા શહેરની રહસ્યમય વાતોમાં પારંગત જ હોય, રાજખટપટની પણીખરી વાતોનું તેને જ્ઞાન હોય, અનેક પ્રકારનાં માણસો પાસેથી જાણવાનું મળવાથી એ બધી વાતે નિપુણ હોય, એ દેખીતું છે. તેમાં પણ મદનસેના તો ઘણી ભારે ચતુર અને કળાબાજ હતી. સોનરાણીના જીવનથી તે બરાબર પરિચિત હતી, એટલે છળ-કપટ સિવાય ફાવવાનો એકે માર્ગ ન હતો. એણે વેશ પલટચો. વેશ્યાને બદલે ક્ષત્રિયાણીનો સ્વાંગ સજ્યો. જાણે કોઈ દૂર દેશથી જનાનો આવતો હોય તેમ વાહનો, ચાકરો અને દાસીઓના ભારે આડંબર સહિત મદનસેનાએ નગરમાં પ્રવેશ કર્યો અને રાજમહેલમાં ખબર મોકલ્યા કે ચાંપરાજ હાડાનાં ફઈબા પધાર્યાં છે.

સોનરાણીને ખબર આપવામાં આવી એટલે તે ખુશ ખુશ થયા. હાડાની ફઈબા, અને વળી હાડાની ગેરહાજરીમાં પધારે એટલે જરાયે ઊણપ ન દેખાય તેમ બમણું સન્માન આપવું રહ્યું. વાજતેગાજતે સામૈયે તેની પધરામણી કરવામા આવી. રાજમહેલના ચોક સુધી 'સોનબા' પધાર્યાં અને મહેલમાં પોતે બહુ ભભકાભર્યું સ્વાગત કર્યું. ફઈબાને કોઈ દિવસ નજરે જોયાં ન હતાં તે આજે મિજબાન બનીને આવતાં જોઈ સોનરાણીના હર્ષનો પાર ન રહ્યો સોનરાણીમા જેટલી વીરતા હતી તેટલી જ સરળતા હતી.

ફઈબાને સોનરાણીના આવાસ પાસે જ ઉતારો મળ્યો. એ ધૂર્ત વેશ્યાએ, રાજપ્રપંચની જાણકાર હોવાથી કંઈક બનાવટી (ભળતી) વાતો કરી અને રાણીજીની સરળતાનો લાભ લઈને જાળ પાથરી.

મદનસેના રાણી પર એટલો તો પ્યાર બતાવે કે સોનનુ કોમળ હૈયું ગદ્‌ગદિત થઈ જાય. કૃત્રિમતાનો ચળકાટ પહેલી તકે તો ખરાને ઝાંખું જ પાડી નાખે છે. ચાર દિવસમાં તો સોનરાણીનો વિશ્વાસ મદનસેનાએ જીતી લીધો. હાડો ફઈબાની તારીફ કરતો ત્યારે ફઈબાને મળવાને માટે સોનને ભારી મન થતું. આજે તો એ ફઈબા આંગણે પધાર્યાં છે એમ સોન માનતી એટલે એને બહુમાન જામતું. એને

સ્વપ્નેય ખબર ન હતી કે ફઈબાના પ્યારના લેબાસમાં છુપાયેલી આ વિષભરી વેશ્યા છે.

સોનની પતિપરાયણતા અને સતીત્વનો પ્રભાવ જોઈ વેશ્યાનો જીવ આત્મા કોઈ કોઈ વાર ફફડીને કહી દેતો: 'ક્યાં આ અને ક્યાં હું?' પણ એ અવાજ હૃદય સુધી પહોંચે તે પહેલા તો શેરખાંની સંપત્તિ એની આંખો આંજી નાખતી. હવે તો મુદ્દત પૂરી થવા આવી હતી એટલે ધૂર્ત ફઈબાએ પોતાનાં માણસોને ચેતવણી આપી દીધી. છૂપી તૈયારી થઈ ગઈ એટલે તક સાધી ફઈબાએ સોનને કહ્યું, "હવે મને રજા આપો." અને એટલું કહેતાં જ અશ્રુપ્રવાહ છૂટ્યો. સોન બિચારી શું જાણે કે, આ સ્નેહનાં આંસુ નહોતા પણ પ્રપંચનું ઉષ્ણોદક હતું.

સોનરાણીએ રોકવા માટે દિલ દઈને આગ્રહ કર્યો. 'ફઈબાજી! થોડા દિવસ તો હજી રોકાઓ, આપના ભત્રીજાને આવવાને હવે ઝાઝા દિવસની વાર નથી. એ આવશે અને કહેશે કે, ફઈબાને જવા જ કેમ દીધાં? તે બહુ આગ્રહ નહિ કર્યો હોય, નહિતર ફઈબા મને મળ્યા વિના કેમ ચાલ્યાં જાય? આપ મારા ઉપર દયા લાવી થોડા દિવસ રોકાઈ જાઓ.' પણ હવે ફઈબાથી રોકાય તેવું રહ્યુ નહોતું. તેથી આમ તેમ અનેક બહાના કાઢી સોનને તેણે સમજાવી દીધી.

વાત એમ બની હતી કે વિશ્વાસ જીતી લીધા પછી પડદો રહ્યો ન હતો. એક તો સ્ત્રીજાતિ, વળી મહેમાન અને હાડાના ફઈબા એટલે દિલ ખોલીને એ રાતદહાડો પેટની બધી વાત કરતી. ખાતાં, ચાલતા, નહાતા અને સૂતાં ફઈબા તો સાથે ને સાથે. એકદા વિશાળ હોજમા નહાતા તેની જમણી જાંઘ પરનું એક લાખાનું ચિહ્ન ફઈબાએ જોઈ લીધુ હતું. 'ઓઓને પ્રાય: છૂટા પાણીમાં નિર્વસ્ત્ર નહાવું વધુ ગમે છે.' આવું ગુપ્ત સ્થાને રહેલું ચિહ્ન તો તે બાઈ પોતે જાણે અને બીજો તેનો દેહમાલિક પતિ જાણે સતીનું આવું ગુપ્ત ચિહ્ન બીજો કોણ જાણી શકે? એટલે એ ચિહ્ન જોતા વાર જ

વેશ્યાનાં હર્ષનો પાર રહ્યો નહિ. તેનું કામ પૂરું થયું જાણી તેનું હૈયું નાચવા માડ્યું. તેથી હવે એક પણ દિવસ વધુ રહેવું પાલવે તેમ ન હતું.

જો કે સોનરાણીએ ફૂઈબાને રોકવા બનતું કર્યું, પરંતુ ફૂઈબાએ તો પોતાના પ્રિય ભત્રીજાના સોગંદ આપીને ચોખ્ખી વાત કરી દીધી: હવે હું કોઇ રીતે રહી શકું તેમ નથી. આગ્રહને વશ થઈ મને રજા મળી હતી તે કરતાં હું વધુ રોકાઇ ગઇ. સોન! બેટા સોન! માડી! બહુ આગ્રહ ના કર. તારા હૃદયને હું ઠેલી શકતી નથી, પણ મારી સ્થિતિ હવે વધુ રોકાઈ શકું તેવી નથી. સોને જોઇ લીધું કે હવે ફૂઈબા કોઈ રીતે રોકાય તેમ નથી ત્યારે સોનરાણીએ ફૂઇબાને વિદાય આપતા આપતાં સ્નેહ, સૌજન્ય અને ઉદારતા બતાવતાં બતાવતાં કહ્યું, ' ફૂઇબાજી! મારાથી આપની કંઈ સેવા થઈ શકી નથી, ફરી-વાર જરૂર પધારજો. ' એની આંખમાં નિર્મળ પ્રેમનાં બિંદુ ટપકી રહ્યાં હતાં. આ તકનો લાભ લઇ એ ધૂર્ત વેશ્યાએ કહ્યું, ' બેટા! મને પણ તારો વિયોગ ખૂબ સાલશે. તમે મારી બહુ સેવા કરી. મારા ચાંપરાજની ગેરહાજરીમાં તમો મારા માટે આટલું કરશો તે મેં ધાર્યું નહોતું. બેટા! હવે તો જતાં જતા મારી એક ઇચ્છા રહે છે કે જો યાદગીરી તરીકે મારા હાડાની કટાર અને રૂમાલ મને મળે તો નિરાંત થાય. હું જાણીશ કે હાડો મળ્યો. અને ત્યાં બેઠે બેઠે એ સંભારણાથી તમારા બેયના મેળાપ થશે. આ. ઘડી ઘડી થોડું જ આવાય છે. આપણી રાજરીતું એવી રહી. ' આમ કહેતા ફૂઈબાએ સોનનાં આંસુ લૂછ્યા અને માથે હાથ મૂક્યો. સોન તો આભારના ભારથી પાણી પાણી થઈ ગઇ.

## સોનની સ્થિતિ

જ્યારે ચાંપરાજ હાડો બહાર જાય ત્યારે પતિપૂજ્ય ચિહ્ન તરીકે સોનરાણીએ કટાર અને રૂમાલ જે પહેલાથી જ માગી લીધેલાં. એને સામે રાખી હમેશા પતિભક્તિ કરતી અને અંતરના ભાવો ઢોળતી.

આવી પ્રાણવલ્લભ અને નિત્ય પૂજનની વસ્તુ સોન પ્રાણાંતે પણ આપી શકે તેમ હતુ નહિ. એક તરફ આ દશા અને બીજી તરફ ફઈબાની માંગ. આ બે વચ્ચે એનું મંથન વધ્યું. મૌન કોઈ ઉત્તર વાળે તે પહેલાં એણે એક વાર ફઈબા સામે જોયું. ફઈબાના મુખ પર શોકની છાયા તરવરતી જોઇ એ લાગણીવશ બની ગઇ. ફઈબાને આ ચીજો નહિ આપુ તો તેને દુઃખ લાગશે. આ ભવનાં મહેણાં રહેશે, દાદો જાણશે તો ખૂબ ગુસ્સે થશે અને કહેશે કે, "ફઈબાની એવી નમાલી ચીજની માગણી તું પૂરી ન કરી શકી?" એવા વિકલ્પો એની આસપાસ ઘેરાઈ વળ્યા.

"બા! આ સિવાય બીજું કંઇ પણ માગો. આપ તો જાણો જ છો કે આ તો મારી નિત્યપૂજનની વસ્તુઓ છે," આવો એક પ્રબલ કર્યો. ફઇબા મૌન રહ્યા અને મોઢા પરના ભાવો બદલ્યા. એટલે આખરે સરળભાવથી તેણે ફઈબાને બન્ને ચીજો અર્પણ કરી.

બસ હવે ફઈબાને જે કંઈ જોઈતું હતું તે બધું મળી ગયું. ફઈબાએ જતાં જતા નોકરચાકર, દાસદાસી સૌને ખૂબ છૂટે હાથે સોનામહોરો આપી. સોનરાણી પ્રત્યે વારંવાર પ્રેમ બતાવ્યો. જતાં જતાં ખૂબ વિયોગ સાલતો હોય તેમ પોકેપોક રોયાં. ફઈબાનું પોકળ છતાં આ ફૂટડું વર્તન જોઈને અંતઃપુરનાં સઘળાં દાસદાસીઓથી માંડીને મોટેરા સુધી બહુ અંજાઇ ગયાં. કોઇને એ તો ખબર જ ન હતી કે આનું પરિણામ શું આવશે? વેશ્યા તો પૂરેપૂરું નાટક ભજવીને પોતાને સ્થાને પાછી વેળાસર હાજર થઈ.

અહીં ગેરખાં કાગડોળે વાટ જોઈ રહ્યો હતો. જતાં વેંત જ વેશ્યાને તેણે આતુરતાથી પૂછ્યું અને જ્યારે બધું વૃત્તાંત જાણ્યું ત્યારે તેના ખોળિયામાં ફરીવાર શ્વાસ દાખલ થયો. વેશ્યાએ ગેરખાંને સોનરાણીના ગુપ્ત ચિહ્નને બરાબર વર્ણવ્યું અને યાદગીરીની વસ્તુઓ તરીકે ખાસ દાદાની જ આપેલી વસ્તુઓ સોંપી. ગેરખાંએ વેશ્યાનો

ખૂબ ઉપકાર માન્યો અને અઢળક ધન આપીને એને ત્યાંથી ચીન્ને લઈને રવાના થયો. 'દિલમા ગુમાન હતું અને પગમા વેગ હતો.'

દિલ્હીમા બરાબર છ છ માસના વહાણા વાયા હતા બાદશાહે આપનાજ હાડાને ત્યાં જ રાખવાની વ્યવસ્થા કરી હતી. ફરી વાર દરબાર ભરાયો અને બરાબર છ માસે ખુદાથી આવીને શેરખા દિલ્હીના દરબારમા હાજર થયો.

બાદશાહ સમયસર હાજર થયા હતા આજનો દરબાર ચિકાર હતો. સૌ કોઈ પરિણામ જોવાને આતુર ડોક આવી બેઠા હતા. શેરખાના મોઢા ઉપરની ઉલ્લાસ અને ગર્વમિશ્રિત રેખાઓ જોઈને રજપૂતો અને બીજા આશ્ચર્યમા ગરકાવ થઈ ગયા હતા 'શુ બન્યુ હશે' એ વિચારથી આપરાજ હાડો પણ ચિંતાના મહાસાગરમાં ડુબકી મારતો બેઠો હતો. ભયકર ભાવિની આગાહી આપતુ તેનુ હૈયુ ધબકી રહ્યુ હતું, પણ મેરુ જેવો તેનો અટલ વિશ્વાસ હજુ ગયો ન હતો

સમય થતા જ બાદશાહે શેરખા ભણી જોઈને પૂછવા માડ્યુ—

'શેરખા! બોલ શો જવાબ છે?' એકેએકના ડોળા શેરખા તરફ વળી ગયા શેરખાએ કહ્યુ કે 'ગરીબપરવર! શેરખા પાસે બીજો જવાબ શો હોય? આપ જ હાડાના મહેલમા ખૂબ ખૂબ મોજો ઉડાવી છે, અને કાર્ય સિદ્ધ કરી આવ્યો છુ સોનરાણીનો શેરખા પાસે શો ભાગ છે ? ટકી શકે? અને યાદગીરીમા લાવ્યો છુ એ, હાડાએ સગે હાથે પોતાની પત્નીને સ્મારક ખાતર આપેલ આ રૂમાલ' હાડા સામે તીરછી ગર્વિત દૃષ્ટિ ફેકી એણે રૌદ્ર સ્મિત કર્યું

રૂમાલ જોતા જ આપરાજના મોતિયા મરી ગયા, તેમ જ આખી સભા પણ વિસ્મય પામી ગઈ આપરાજની પાસે પહાડસિહ નામનો એક તેનો ખાસ અંગત મિત્ર બેઠો હતો સોનરાણીનો તેને ખૂબ પરિચય હતો સોનરાણીના સતીત્વ માટે તેને અખડ વિશ્વાસ હતો આથી તુરત જ તેણે ઊભા થઈને કહ્યુ, જહાપનાહ! આ દુનિયામા ઘણુાય

ચોરો ચોરી કરવામાં એવા ચાલાક હોય છે કે ગમે તેવી ચીજની ગમે ત્યાંથી ચોરી કરી શકે'

તે સાંભળતા જ શેરખાંએ હાડાની કટાર બતાવીને પૂછ્યું કે, આ કટાર કોની? પડાડસિંહે કહ્યું, 'તે પણ ચોરી લાવી શકાય.' હવે શેરખાંથી ન રહેવાયું. તેણે મોટેથી ભરસભામાં ગર્જના કરતાં કહ્યું કે સૌ કોઇ એક ચિત્તથી સાંભળો. હું સૌની સમક્ષ ચાંપરાજ હાડાને પૂછું છું કે, સોનરાણીને જમણી જાંઘ પર એક લાખાનું ચિહ્ન છે એ સાચી વાત કે?

ચાંપરાજ સત્યવાદી હતો. આ વાત સાંભળતા વેંત જ તે કંપી ઊઠ્યો. જો સત્યવાદી ન હોત તો કહી શકત કે એ જૂઠી બનાવટી વાત છે, પણ એનાથી તે બને તેમ જ ન હતું. ક્ષણવારમાં તો તેના મસ્તકમાં અનેક વિચારોના મોજાઓ આવી ગયાં.

મેરુ કંપે પણ મારી સોન ન ડગે તેવો એને સોનરાણીમાં વિશ્વાસ હતો, અને તેથી જ તે આટઆટલી હદ સુધી મક્કમ હતો, પણ જ્યારે આ ચિહ્નની વાત સાંભળી ત્યારે તેનું હૈયું હાથ ન રહ્યું. તેનો વિશ્વાસ ખૂટ્યો. મુખથી તે જરા બબડ્યો. ફટ! રાણી! તારા વિશ્વાસે જ...

## સભામાં સનસનાટી ફેલાઈ

બાદશાહે કહ્યું, 'હાડા! હવે તમે હારી ગયા છો માથું તૈયાર કરો. સભા કકળી ઊઠી. ચાંપરાજ તો ગજબીજ વીર હતો. તેને માથાની કંઇએ પડી ન હતી. તેને તો પડી હતી પોતાની ઇજ્જતની. જરા આવેશને દબાવી વિનયથી તેણે કહ્યું, 'બાદશાહ! મૃત્યુની બીક નથી. ચાંપરાજનું શિર તૈયાર છે, પણ...' 'પ...ણ શું?' દિલ્હીના બાદશાહે કહ્યું 'દિલ્હીના સમ્રાટ! પણ.. એટલા માટે કે મરતાં પહેલા સોનને એક વાર મળી લેવાની ઇચ્છા રહી જાય છે ત્રણ દિવસની મુદતની જરૂર છે. આ હાડો આજથી ત્રીજે દિવસે પાછો આવશે' બાદશાહે ખુશીથી મુદત આપી, પણ તેના જામીનની

માગણી કરી, અને જો હાડો ત્રણ દિવસમાં પાછો ન આવે તો જામીનનું માથું ધડથી જુદું થઈ જશે તેવું જાહેર કર્યું.

હાડાને સોનને મળવું ન હતું, પણ સોન પાસે જઈ પોતાના હૃદયનો શેષ ઠાલવવો હતો. એટલે ત્રણ દિવસની મુદત માગી હતી ઠપકો આપી પોતે તુરત જ હાજર થઈ શકશે એવી ખાતરી હતી, પણ બાદશાહે જ્યારે શિરને બદલે શિર આપનાર જામીન માગ્યો ત્યારે હાડો વિચારમાં પડી ગયો. જામીન થનાર અને આ પરપ્રદેશમાં માથું આપનાર મિત્ર કોણ મળે?

'**आपद्दि मित्रपरीक्षा**' મિત્રોની કસોટી આવા દુઃખદ વખતે જ થાય છે. 'માથું' આપે તે જ મિત્ર ગણાય.' મિત્રો કહે ખરા કે અમો તમને ખરે વખતે કામ આવશું, પણ આવું કહેનારાઓ વખત આવે તો ટપોટપ સરકી જાય. કોઈ ઊભું ન રહે. આવા સમયે મહોબત કોણ રાખવે ' મિજબાની ઉડાવવી હોય તો જુદી વાત. આ તો લોઢાના ચણા ચાવવાના હતા. 'જાનમાં જનાર ઘણા મળે, પણ જાન આપનાર તો વીરલા જ હોય' તે જ વખતે મિત્ર પહાડસિંહ હિમ્મતભેર ખડો થઈ ગયો. 'ચાંપરાજ ત્રણ દિવસમા નહિ આવે તો હું મારું શિર આપવા ગઝખુશીથી તૈયાર છું.' એ વચનમાં સારોભાર મીઠાશ, સહૃદયતા અને સમર્પણભાવ હતા. એ દશ્ય જોઈને સહુનાં નયન ક્ષણભર શીતળ થયાં. બસ પત્યુ. ત્રણ દિવસ માટે દરબાર વિસર્જન થઇ ગયો.

જામીન થઈને પહાડસિંહ ઘેર આવ્યો અને પોતાની પત્નીને ચોતે જામીન થયાની વાત કરી. "બહુ જ રૂડું કર્યું." પ્રાણ કરતાં તમોને તક જાળવવાનું સુઝયુ એ વધુ કિંમતી છે. **માણસની કિંમત જીવવામાત્રથી નથી. મરવા ઠેકાણે મરીને જીવવાથી છે.** આ જવાબ સાભળી પહાડસિંહને પાનો ચડ્યો. મરદ પુરુષો જ નહિ પણ સ્ત્રીઓય હોય છે તેની ખરી ખાતરી થઈ. પોતાના પ્રાણ કરતાં

સની સ્રીને પતિના પ્રાણ વધુ મોંઘા હોય છે. આવો આપભોગ અતિ દુર્લભ છે. પણ એક સંસ્કારી સ્રી સ્વાર્પણની સાક્ષાત મૂર્તિ હોય છે.

ચાંપરાજ હાડો પણ વીર જેવો વીર હતો. દિલ્હી જેવા દેશાવરમાં માથું આપનાર મિત્ર મળ્યો. પણ મિત્રનું માથું જવા દે ત્યારે તો જનનીની કૂખ લાજે ને ? દિલ્હીથી કોટા ઘણું જ દૂર અને તે સમયે ટ્રેન કે બીજાં ઝડપી સાધનો ક્યાં હતાં? વીરોનું સાધન એ તો પ્રાણપ્યારી ઘોડલી. તે ઘોડી પર બેસી બહુ ઉતાવળથી બુંદી-કોટા ભણી ઉપડી ગયો.

## ભોળી સોનનું પતિવ્રત અને પરિસ્થિતિ

સોનરાણીને તો આ બાબતની કશીય ખબર જ નથી. ક્યાંથી હોય ? દંભ અને નિખાલસતાના છેડા જ જુદા છે. હાડો મહેલમાં એકાએક આવી પહોંચ્યો. અંગેઅંગ સ્વેદથી તરબોળ હતાં. સોનની પૂંઠથી દશેક કદમ દૂર રહી એણે એક ઊંડો નિઃશ્વાસ મૂક્યો. પતિપરાયણ સોન, પતિરાજ હજુ કેમ ન આવ્યા એ ચિંતનમાં ગરકાવ થઇ હતી. સામે પતિની પોતાના હાથે આલેખેલ છબી હતી. અહો કેવી પતિમય બનેલી આ જીવંત પ્રતિમા ! પણ એ જોવાની આંખ આજે હાડાને ન હતી. એનું અંતર વલોવાઈ રહ્યું હતું. આંખમાં હુતાશ હતો. કોપાવેશમાં તેનું આખુંએ શરીર ધ્રૂજી રહ્યું હતું. શ્વાસ માતો ન હતો. ક્ષણ પછી જરા શ્વાસ રોકી તે બોલ્યોઃ-"ફટ રે ફટ...... ધિક્કાર છે તને." હજી સોનના ચિંતન સાગરની ડૂબકી પૂરી નહોતી થઇ. હાડાએ જરા લંબાવીને વાક્ય પૂરું કર્યું – એ અભાગણી ! તારા વિશ્વાસે આજથી બીજે દિવસે મારું મસ્તક દિલ્હીના ભરદરબારમાં પડશે. આખરેય સ્રી તો ખરીને. એના ભરોંસા શા ? ધિક્કાર છે તને અને તારી જનેતાને. સમાધિભંગ થયો હોય તેમ સોન ચમકી. જ્યાં પાછું વળી જુએ છે ત્યાં તો પતિરાજ. સોને અર્ધું વાક્ય સાંભળ્યું અને પતિની મુખમુદ્રા જોઈ.

ક્ષણવારમા તો જુગજૂના પાના ઊથલી પડ્યા તીન વ્યથામા અનેક અનિષ્ટ નિમિત્તો એક પછી એક દેખાવા લાગ્યા થોડી વારે સ્વસ્થ થઈ પતિ આગળ ઘૂટણિયે પડી હાથ જોડી પૂછવા લાગી. નાથ! નાથ!! પણ છે શુ? આપ એકાએક ક્યાંથી? આપ શુ કહો છો? આ બધુ શુ બન્યુ છે? પ્રશ્નની પરંપરા છૂટે તે પહેલા હાડો તિરસ્કારની દૃષ્ટિ ફેંકી તીરની જેમ ઊપડી ગયો એ કયા કાઇ સાભળવા આવ્યો હતો તે ઊભો રહે સભળાવવાનુ કાર્ય પૂરુ થયુ કે એ ઊપડી ગયો. સોનગરાણીને આમાનું કશુ સ્પષ્ટ તો સમજાયુ નહિ, પણ તેને "હું જાઉં છુ અને તારા વિશ્વાસે મારુ માથુ દિલ્હીના દરબારમાં પડશે" આ વાક્યે એને ચોકાવી દીધી એની દશા પાંખ–વિહૂણા પખી જેવી થઈ ગઈ થોડી વાર તો તે ઢગલો થઈને નીચે ઢળી પડી સગ્ગ સોનનો પરમસ્નેહી હાડો સ્વભાવે ક્રૂર ન હતો, પણ એ પળો જ કારમી હતી એથી એ ન થવ્યો જો કે થભવા જેટલો વધુ વખત એની પાસે હતો પણ નહિ ઊભો રહે અને વિચાર કરે તો દિલ્હીના ગઢની અદર આપેલો મુ તે દાખલ ન થવાય અને જો દાખલ ન થવાય તો પહાડસિહનુ માથુ ડૂલ થાય, એ વિચારે પણ એને ઉતાવળો બનાવી દીધો હતો પણ મોન પ્રત્યે જરા જેટલી સહાનુભૂતિનો અશ રોષના અગ્નિ તળે રહી ગયો હોત, તો થોડીક ક્ષણો તો જરૂર આપી શક્ત, અને એટલી ક્ષણો મન્નેના અતરની કળ વાળવા માટે પૂરતી થાત પણ મારા ભાઈઓ! આવી કળા ક્યાંથી કળાણી છે?

'અકળ કળા ન કળાણી મેરે સાહિબ અ ક ળ કળા ન કળાણી!'

થોડી વારની મૂર્ચ્છા પછી સોન સ્વસ્થ થઈ. હજુ એના કાનમા હાડાના શબ્દો ગુજી રહ્યા હતા સોનને સૂઝયુ કે 'જરૂર મરે માટે મારા પતિદેવનુ માથુ જતુ હશે' અને એ આટલુ સભળાવવા જ અહીં આવ્યા હોવા જોઇએ તેઓ જલદી પહોચી જશે અને ત્યા તેમના કહેવા મુજબ મસ્તક કપાશે અને મસ્તુ પડે તો? અહાહા!

કેટલાક દલીલ કરે છે કે શરીર, મન, પ્રાણ, બુદ્ધિ, ચિત્ત તો અમારાં છે ને આ સ્ત્રી, સેવક અને દૌલત પણ અમારી છે; આ કૂવો, બાગ, ખેતર અમારાં છે, આ પશુ અમારાં છે, માટે અમે ચાહે તે ઉપયોગ કરી શકીએ. હું કહું છું કે તમો ભૂલો છો. બંધુઓ! તમે આવ્યા ત્યારે કશું સાથે લાવ્યા ન હતા ને જતી વખતે બધું મૂકી જવાના. આનો તમને અનુભવ છે માટે તમે માલિક નહીં, પણ મળેલાં સાધનોનો સારામાં સારો ઉપયોગ કરનારા વહીવટદાર છો. તમારા વિકાસ માટે જ આ બધું પ્રાપ્ત થયેલ છે. એટલા માટે તમે તમારા શરીરનું પણ ગમે તે કરો તે ન ચાલે. તમારું શરીર સમાજશરીરનું એક અંગ છે. તમે સમાજ સાથે તેમ જ વિશ્વ સાથે સંકળાયેલ છો. તમારી મર્યાદાનો તમને ખ્યાલ નથી. કુદરતના ખજાનામાંથી માલ લઈને તમે તમારું દેહપૂતળું રચ્યું છે. એનો દુર્વ્યય કરવાની તમને સત્તા નથી, તો બીજા પદાર્થોની તો હોય જ શાની? તમારા ભૂલભરેલા વિચારના આંદોલનો, બગાડેલા વાતાવરણનાં પુદ્ગલો, ભૂલનાં રજકણો તમને એકને જ માત્ર નથી પીડતાં. એ તો કુટુંબનાં બાળકો, સમાજના માનવીઓ ઉપર પણ ઊડી રહ્યાં છે, તેને સ્પર્શી રહ્યાં છે. તેનો સંબંધ ઠેઠ રાષ્ટ્ર અને વિશ્વ સુધી છે. તમારી ભૂલનો ચેપ બીજાને લાગે એ કાંઈ ઓછું પાપ છે? ખૂબ વિચારો, વિચારીને મનન કરો.

પણ આજનો માનવી જવાબદારી ભૂલ્યો છે. હું કોણ? મારું સ્થાન શું? મારી ફરજ શી? સમાજ સાથે મારે સંબંધ શો? હું ક્યાંથી આવ્યો? આ બધુ શું છે? આવા જીવનસ્પર્શી પ્રશ્નો એને થતા જ નથી. એ તો ખાવું, પીવું, ખૂંદવું અને સ્વેચ્છાચાર પોષવો એટલું જ સમજ્યો છે. લાલચ, વિકાર, મિથ્યાભિમાન અને ક્રોધાદિ કષાયો અને વિષય-વિકારની વિષ્ટાથી મોં ચાટી ચાટીને ટેવાઈ ગયો છે. નવી દુનિયાની, નવી પ્રાપ્તિની, દિવ્ય પ્રકાશની એને ભાગ્યે જ સમજ, ભૂખ રહી છે. કોઈ પ્રશ્ન કરે કે હમેશાં શ્રવણ કરનારાને પણ એમ કેમ થાય છે? હમેશાં તાત્ત્વિકબોધને શ્રવણ કરનારને પણ એમ થાય

છે તેનું કારણ શ્રવણ પછી એને પચાવવાનો સમય એ શ્રોતા લેતો નથી, મળતો નથી અને એટલી ચીવટ પણ નથી. પશુ ખોરાક ખાધા પછી એને વાગોળવા માટે ત્રણ ચાર કલાક મહેનત કરે છે કારણ કે એ ચરવણ પછી જ તેનો ખોરાક પચે છે અને લોહી થાય છે એવી જ રીતે જે સારું તાત્ત્વિક સાંભળે કે વાંચે એણે પણ એની પાછળ સમય એકાંત અને શાંત નૈસર્ગિક સ્થળે જઈ મનન, ચિંતન, નિદિ-ધ્યાસન કરવું જોઈએ તો જ એની મીઠાશ સમજાય અને ભૂખ લાગે; નહિતર વાચન કે શ્રવણથી મગજનો બંધકોશ થાય. માત્ર પુસ્તક વાંચ્યે કે સાંભળ્યે શું વળે? જીવનમાં એ વસ્તુ વણાય ત્યારે જ એની લિજ્જત આવે

ધારણામાં જે વાત બરાબર ઊતરી હોય તેને જીવનમાં વણવાની ઇચ્છાવાળાને વણતા વાર નથી લાગતી. ધારણા સુધી પહોંચતા પહેલાં શાસ્ત્રમાં બીજી ત્રણ ભૂમિકાઓ પસાર થવાનો ઉલ્લેખ છે (૧) અવગ્રહ (૨) ઈહા, (૩) અવાય. અને અવગ્રહના બે પ્રકાર છે (૧) વ્યંજનાવગ્રહ (૨) અર્થાવગ્રહ અને કોઈ પણ વસ્તુને ધારણા સુધી જતા પહેલાં આ બધી ભૂમિકાઓ પસાર કરવી પડે તે પ્રથમ, વસ્તુનો થોડો અવ્યક્ત સ્પર્શ થાય તે વ્યંજનાવગ્રહ અને આ કાંઈક છે એમ થાય તે અર્થાવગ્રહ ત્યારબાદ વિચારણા થાય કે આ શું? અથવા કોણ? એ ઈહા, ત્યારબાદ કોઈ એક પ્રકારની વિવેકબુદ્ધિ દ્વારા નિશ્ચય થાય, તે અવાય કહેવાય છે અને તે નિશ્ચય થયેલ વસ્તુનું ચોકસાઈભર્યું ચિંતન કરીએ અને ધારી રાખીએ ત્યારે ધારણાશક્તિ આવે કેટલા મનુષ્યોની ધારણાશક્તિ એટલી કેળવાઈ ગયેલી હોય છે કે વૃદ્ધવયે પણ નાનપણની વાતો કરી શકે છે. કારણ કે બનેલા પ્રસંગોના ફોટા એમના મગજમાં આબેહૂબ ચિતરાઈ ગયા હોય છે પણ કેટલાક તો નકામું ગ્રહે છે અને પાછા કાઢતા જ નથી. એ ધારણાશક્તિનો દુરુપયોગ છે જેમ નકામી કાષ્ટનો કાઢીને ફેંકી દઈએ છીએ તેમ મગજમાં ભરાયેલો રદ્દી કચરો ફેંકી દેતાં શીખવું જોઈએ. જે

શ્રેયકારક લાગે તેને સાચવી રાખવું ઘટે અને જેની જરૂર નથી, નુકસાનકારક છે તેને સંકલ્પના બળથી કાઢી નાખતાં શીખવું જોઈએ.

પાંચે ઇન્દ્રિયોદ્વારા મગજશક્તિ જે રિપોર્ટ મેળવે છે અને ત્યાર પછી જે વિષય ઉપર શક્તિ કેન્દ્રિત થાય છે તે ધારણાશક્તિ હવે કયા વિષયને સ્વીકારવો? કોને જતો કરવો? કોના પર વધુ લક્ષ આપવું એનો સમજણ, પારખશક્તિ, દેશકાળનું, હિતાહિતનું જ્ઞાન એ ઉપર આધાર છે. ચક્ષુ કેમેરાથી અદ્દભુત છે કેમ કે કેમેરાના ખાનામા તો પ્લેટ. સમાતી હોય એટલી જ સમાય. અને એટલા જ માટે ફોટો લેનારે જાણવું પડે, સમજવુ પડે કે કયું દૃશ્ય સારું છે. જે પસંદ પડે તેનો જ ફોટો લઈએ તેમ જ તમે પણ બહારના પદાર્થને જુઓ, તપાસો કે આમાં દેખવા, સાંભળવા કે સ્પર્શવા જેવુ છે કે નહિ ? પછી જ તમારા પ્રાણનો ઉપયોગ કરો. ભેજામાં જે નકામું ઘૂસી ગયુ હોય તેને કાઢી નાખો. સમજણને અભાવે કિંમતી ભેજામાં ફેંકી દેવા જેવું હોય તે પણ અંધપરંપરાથી ભર્યા કરે અને ગ્રહણ કરવા યોગ્ય છોડી દે છે. શું તમે બધાં પેપરો વાચવા માગો તો વાંચી શકો? અને વાંચો તોયે શુ જગતમા જોવાનું, જાણવાનું, શીખવાનું પુષ્કળ છે, પણ તમે બધુયે જાણી તો ન જ શકો. ઘણા પુસ્તકો છપાય છે. બધાંય વાચો તો આખી જિંદગી જાય તોયે પૂરું ન થાય. પણ તેમાંથી જાણવાનું જરૂરી હોય તે જાણી લો અને લેવાનું હોય તે જ લો એટલુ વિવેક કરતા શ્રેયાર્થીએ શીખવુ જ જોઈએ. આ બધું આત્મવિકાસ માટે જરૂરનુ છે. એ જ્યાંથી ભૂલે છે ત્યાંથી એને મનનો બધકોશ થયો છે. એ રોગ આંતરડાના બધકોશથી વધુ ભૂંડો છેઃ જેમ આતરડાંમાં મળ ભરાય અને બંધકોશ થાય પછી ઝેરી ગેસ ઉત્પન્ન થઈ લોહી ઝેરી બનાવે અને માથું દુખવા આવે ત્યારે માથે મલમ લગાડયે નહિ ચાલે. એ માટે તો આંતરડાંનો કચરો સાફ કરવો પડે અને ખાદ્ય અખાદ્યનું ભાન પણ શીખવું પડે. તેમ જે મન નિર્મળ બીરુ અને પામર બની ગયું છે,

એ મનના મળો બહાર કાઢવા શુદ્ધિ માટે રેચ લેવો પડે, મનમાં જેટલો ત્યાગો કરશો દેખાદેખીથી, પ્રલોભનથી, મોહથી, અજ્ઞાનથી કે અનુકરણથી જ ભરો છો તે જો તમે સમજ્યા હો તો તમારે છાકવા જ રહ્યા. તે સિવાય ઉગાર નથી, શાંતિ નથી, સ્થિરતા નથી. તે સિવાય ધાર્મિક ક્રિયાઓ પણ નિષ્ફળ જવાના અને શક્તિના દુરુપયોગનું પાપ તમારા શિર ચડવાનું. માટે વહાલા બંધુઓ! તમારી શક્તિનું માપ ક્ષેત્ર કાળ, પ્રાપ્ત થયેલાં સાધનો અને કુદરતનું વલણ સર્વ જોઈ તપાસીને જીવનવ્યવહાર ( શક્તિનો પ્રયોગ ) કરવો.

—: સાર :—

આજના વ્યાખ્યાનનો સાર એ છે કે તમારી ફરજ, તમારી શક્તિ વગેરેનું માપ કાઢી શું કરો છો? શું કરી ગયા છો? શું કરવું જોઈએ તે સમજો દબાઈ ગયેલું વ્યક્તિત્વ પાછું સજીવન કરો અને આટલી વસ્તુએ ન સમજો તો કુદરત ફરજિયાત સમજાવશે. નહિ તજો તો તજાવશે કુદરત પોતાની સત્તા ચલાવશે. એક તો તજવા યોગ્યનો તમે જાતે ત્યાગ કરો અથવા કુદરત પરાણે ખૂંચવી લે એ બન્ને ક્રિયામાં મહાન અંતર છે. એકમાં તમે સ્વતંત્ર છો. બીજામાં તમો પરવશ પરાધીન છો. એ વાત દીવા જેવી છે અને એ માર્ગે જ આત્મવિકાસ છે અને શક્તિનો સદુપયોગ છે. ઇત્યલં

॥ ૐ શાંતિ ॥

# પ્રદેશીનું પૂર્વાર્ધ જીવન

## [ પ્રવચન ચૌદમું ]

**શ્રેયાભિલાષી આત્મબંધુઓ અને માતાઓ !**

શક્તિ વિષે હું કહી ગયો છું. શક્તિનો એકધારો પ્રવાહ જેમાં વહેતો હોય, એવા સશક્ત પુરુષો દુનિયામાં વિરલ પાકે છે. પરંતુ મનુષ્યજાતિના કોઈ સુભાગી કાળે જ એવા વિરલ સશક્તોની પ્રખર શક્તિ વિશ્વકલ્યાણને માર્ગે વળે છે નહિ તો પ્રાયઃ એ રૌદ્રલીલામાં જ રાચતા હોય છે. આ પ્રસંગે રોમના નીરો અને નાદીરશાહને યાદ કરાવે એવા એક પુરુષનું ચિત્ર મારી સામે આવે છે, પણ એમના ચરિત્રમાં અને આ પુરુષના ચરિત્રમાં ફેર એટલો છે કે કોઈ અતિસમર્થ આત્માને યોગે એનો શક્તિપ્રવાહ આખરે પોતાની ખરી દિશા પકડી બહુ જન્મોને અંતેય માંડ સાધી શકાય, તેવી મહાસિદ્ધિ એક જ જન્મમાં સાધી લે છે. જે પુરુષની હું વાત કરવા માગું છું એનું નામ છે પ્રદેશી.

'રાયપસેણી' નામના જૈન સૂત્રમાં શ્વેતાંબિકા–નરેશ 'પ્રદેશી'નો ઉલ્લેખ આ પ્રમાણે છેઃ "જેના હાથ નિરંતર લોહીથી ખરડાયેલા રહેતા. નિર્દોષ પશુઓના શિકાર પાછળ એને રાત્રિ કે દિવસનું ભાન ન રહેતું. તલવાર જ એનો મહાપ્રભુ. એમાં જ જગતને મહાત કરવાનું બળ રહ્યું છે એમ એ માનતો. દેશ અને પ્રજા એને પગલે કંપી ઊઠતાં, કોઈ પણ ગુનાની સજા એટલે મોત. ચીભડાની જેમ

માણસને ચીરી નાખતાં એના દિલને જરાય આંચકો લાગતો નહિ. ધનભંડાર એ એનું પુણ્ય. રમણીના રંગરાગ એ એનું સ્વર્ગ. જુલ્મ અને પશુબળ એ એનું ઐશ્વર્ય, અને મૃત્યુ એ એનો મોક્ષ. બીજા કશામાં એ માનતો નહિ. મનુષ્ય એ પંચમહાભૂતનું પૂતળું છે. એનું રક્ષણ, પોષણ અને સંવર્ધન એ ત્રણમાં જ ધર્મ છે. જગતમાત્રમાં એને આ એક જ નિયમ દેખાતો. બાકી પુનર્ભવની વાતો અને આત્મા પરમાત્માની વાતો તો કોઈ પાગલે જોડી કાઢેલાં જોડકણાં કે પેટ ભરવાના પેંતરા જેવી લાગતી. સાધુસંન્યાસી જોઈને એ ' બીચારા મૂર્ખ ' ' ભિખારી ' કહી થોડું હસી લેતો, અને તિરસ્કારની નજર ફેંકી ચાલી જતો. એના ચોક્કસ કરેલા સિદ્ધાંતો સામે ચર્ચા કરવા ઘણા પંડિતોને, સાધુસંતોને એ નોતરતો. પણ તર્કબાજ પ્રદેશીની દલીલો આગળ આજ સુધી કોઈ પણ ફાવ્યું નહોતું, એટલે જેવી પ્રચંડ એની શક્તિ હતી તેના કરતાં અભિમાનનો પારો કંઈક ઊંચો ગયો હતો. "

આ પરથી તમે સમજી શકશો કે પ્રદેશી એટલે પતનની પરાકાષ્ટા. બીજું કશું નહિ. પણ એ પ્રદેશીમાં એક ભારે ઊંચો ગુણ હતો. જેમ ચોમેર પડેલી વિષ્ટામાં રત્ન ઝળકે તેમ તે ઝળકતો. પરંતુ પારખું જોઈએ ના ?

પ્રદેશી દૃઢનિશ્ચયી હતો. એકવાર નિશ્ચય કર્યા પછી લીધી વાત મૂકે નહિ. એની નાસ્તિકપણાની માન્યતામાં એને સંશય રહ્યા કરતો, તેથી સાચું શું હશે તેને શોધવા અખતરા કર્યા કરતો હતો. સુંદર નૌકા હતી. નિષ્ણાત સુકાની હતો. સઢ બરાબર હતું. બધું હતું, માત્ર દિશાફેર હતો. એના હૃદયનો પલટો કરાવે એવા પ્રત્યક્ષજ્ઞાનવાન અનુભવીનો ભેટો થયો ન હતો. બસ એટલે જ તે પોતાને અને જગતને બન્નેને માટે પ્રલયમૂર્તિ બન્યો હતો. એ ઊંડે ઊંડે સત્યની શોધમાં ને બીજો ગુણ દૃઢનિશ્ચયી હતો.

એ પ્રદેશી રાજાના મંત્રીશ્વર તરીકે પોતાનો જ મોટો ભાઈ

હતો. એનું નામ ચિત્ત. તે સામ, દામ, અને ભેદનો જાણકાર રાજ-નીતિજ્ઞ હતો. અસ્ત્રશસ્ત્રવિદ્યામાં પણ ખૂબ કુશળ હતો. પ્રજાનું સંરક્ષણ કરવું એ જ ક્ષાત્રધર્મ છે, એમ સમજીને તે આચરવા તત્પર હતો. તે એટલો તો તીક્ષ્ણ બુદ્ધિવાળો હતો કે ગમે તેવી વિપત્તિમાં પણ માર્ગ શોધી કાઢે. ગમે તે વિષયના ગૂંચવાયેલા કોકડાને ક્ષણવારમાં ઉકેલી શકે, ઔત્પાતિકી, વૈનયિકી, પરિણામિકી અને કાર્મણિકી એ ચાર બુદ્ધિઓનો તે નિધાન હતો. કાર્યનો ઉકેલ કરવાની શક્તિ તેને સહજ પ્રાપ્ત થઈ હતી. પણ સામાન્ય રીતે બુદ્ધિમાન મનુષ્યને માટે એવું બને છે, કે કેટલાક પોતાની બુદ્ધિ વડે પોતાનું અનિષ્ટ કરે છે, એ દુર્બુદ્ધિ કહેવાય છે. એની બુદ્ધિ પોતાને જ ઠગતી હોય છે. તર્ક અને દલીલોની જાળમા પોતાના દોષોને છુપાવવાની યુક્તિઓ રચી એને પતનના માર્ગે ખેંચી જતી હોય છે. દા. ત. પ્રદેશીની બુદ્ધિ અને શક્તિનો નતીજો આપણે જોઇ ગયા. પરંતુ ચિત્તમાં બુદ્ધિનું પરિણમન તે રીતે થયું નહતું, કારણ કે તેમની બુદ્ધિ સદ્બુદ્ધિ હતી. હૃદય અને બુદ્ધિનો સુયોગ હતો. તેથી જ તેની શક્તિઓનો ઉપયોગ માત્ર વિકાસના માર્ગે જ થઇ રહ્યો હતો. આ રીતે ચિત્ત ખૂબ સંસ્કારી હતો. પોતાના ભાઇ પ્રદેશી મહારાજાની મહાશક્તિઓનો આવો દુરુપયોગ એને ખૂબ ખૂંચતો, પણ પોતાની પ્રતિભા એવી સમર્થ ન હતી કે પ્રદેશીને ઠેકાણે લાવી શકે. એટલે કોઇ પણ સમર્થ પુરુષનો પ્રદેશીને યોગ મળે તેવી તક હમેશાં શોધ્યા કરતો હતો.

સાવથી નગરીનો જિતશત્રુ મહારાજા પ્રદેશીનો પરમસ્નેહી અને ગાઢ મિત્ર હતો—એક માન્યતાવાળો સમાનધર્મી હતો. એમને ત્યાં પ્રસંગ પડતાં ભેટ મોકલવાનો પ્રદેશીએ એક વખત વિચાર કર્યો. આ કાર્યને માટે સર્વ રીતે સુયોગ્ય ચિત્ત હતો. એટલે ચિત્તને બોલાવી તે કામ સુપ્રત કર્યું અને રાજકાજને લગતી રહસ્ય-વાતો કહી રવાના કર્યો. ચિત્ત સાવથી નગરીમાં, ઠેઠ શ્વેતાંબિકા નગરીથી પ્રદેશી મહા-રાજાની ભેટ લઇને અહીં આવે છે, એવી જિતશત્રુ રાજાને ખબર

પડતાં જ તેમણે ચિત્તનું અતિ દબદબાભર્યું સ્વાગત કર્યું. ચિત્તે પ્રદેશીના સમાચાર સાથે ભેટણું ધર્યું અને જિતશત્રુએ સન્માનપૂર્વક ભેટણું સ્વીકારી પોતાને ત્યાં ચિત્તને રોકવા ભારી આગ્રહ કર્યો. તેથી ચિત્તને રોકાવું પડ્યું.

ચિત્ત પોતાના હમેશના સ્વભાવ પ્રમાણે કંઈક ને કંઈક નવું શોધ્યા કરે, અને સમયનો સદુપયોગ કર્યા કરે. જે રીતે તેનો વ્યવહાર શુદ્ધ હતો, તે જ રીતે તેની ધર્મપરાયણતા પણ અતિ ઉચ્ચ કોટિની હતી. એકદા ગજમાર્ગના ધોરી રસ્તે મનુષ્યોનાં ઝુંડનાં ઝુંડ અતિ ઉલ્લાસપૂર્વક આગળ ધપતા જોઈને ઝરૂખામાં બેઠેલા ચિત્તે નોકરને પૂછ્યું કે આજે આ બધી શાની તૈયારીઓ થાય છે? કોઈ ઈંદ્ર, યક્ષ, દેવ કે માતાનો આ ઉત્સવ છે કે શું? તપાસ કરતાં માલુમ પડ્યું, કે સાવથી નગરીની બહાર આવેલા કોષ્ટક નામના મધુવનમાં ભગવાન પાર્શ્વનાથના સુશિષ્ય શ્રમણ ભગવાન કેશી મહારાજ પધાર્યા છે, અને તેમના દર્શનાર્થે આખી સાવથી નગરીનો માનવસાગર પૂર્ણિમાના ચંદ્રને જોઈને ઉદધિ ઊછળે તેમ તેમનાં દર્શનાર્થે ઊલટી પડ્યો છે.

કેશી મહારાજનું નામ એણે પહેલાં પણ સાંભળ્યું હતું. એમના પ્રભાવ અને જ્ઞાનની ખ્યાતિ ચોમેર એકસરખી હતી. એટલે આ પ્રસંગ જોઈ ચિત્ત ખૂબ પ્રસન્ન થયો. આપણે કહી ગયા તેમ ઘણા વખતથી તે આવા જ કોઈ મહાપુરુષની શોધમાં હતો અને પ્રદેશી મહારાજને તેમનો યોગ મેળવી શંકાસમાધાન થયા પછી ધર્મમાર્ગે વાળવાની તેની પ્રબળ ઇચ્છા હતી. એટલે એને આનંદનો પાર ન રહ્યો. રોકાવું સાર્થક ભાસ્યું.

એ તો તમે જાણો જ છો કે પ્રદેશી રાજા એ કોઈ સામાન્ય વ્યક્તિ ન હતી, અને તેમના સિદ્ધાંતો પણ કેઈ ઉપરછલ્લા પોથી-પુસ્તકો વાંચીને નિશ્ચિત થયા ન હતા. પ્રદેશી એ આત્મા જેવી કોઈ વસ્તુનું અસ્તિત્વ છે કે નહિ તે જાણવા માટે માણસને ચોરી

ચીરીને એના અણુ અણુ નોખા પાડીને ક્યાં છે આત્મા, કોઈ બતાવો, એમ તપાસી તપાસી આત્મા જેવી કોઈ વસ્તુ જણાતી નથી–એવો સિદ્ધાંત બાંધ્યો હતો. જો આત્મા નથી તો પુનર્જન્મ શાને અને પાપ-પુણ્ય પણ શાને? આ સિદ્ધાંતના પાયા પર જ પશુબળ અને સંહારની રૌદ્રલીલાનું ચણતર ચણાયું હતું. વરસોથી આવા જડ ઘાલી બેસેલા સિદ્ધાંતને ફેરવી શકે તેવા જ્ઞાની અને ત્રિકાળદર્શી સમર્થ પુરુષની શોધમાં તે રહેતો. આજે એવા સમર્થ પુરુષના પધાર્યાની ખબર સાંભળી ચિત્તને અત્યંત આહ્લાદ થાય એ સ્વાભાવિક જ હતું. કેટલાંક ચિહ્નો પણ એવાં થયાં કે જાણે પોતાની આશા પરિપૂર્ણ રીતે ફળશે એવું ભાવી એણે કલ્પી લીધું.

## ચિત્ત કેશીમુનિના દર્શનાર્થે

ચિત્તે, જિતશત્રુ મહારાજા પાસે કેશીશ્રમણના દર્શન કરવાની જિજ્ઞાસા બતાવી. તુરત જ રથાદિ સર્વ સામગ્રી તૈયાર કરવાનો હુકમ થયો અને આ તરફ પોતે પણ દર્શનાર્થે જવાની તૈયારી કરવા માંડી. મહાપુરુષો પાસે ગૃહસ્થ કઈ રીતે અને કેવા વિનયપૂર્વક જઈ શકે તેનું આબેહૂબ ચિત્ર ચિત્તના આ પ્રસંગ–નિમિત્તે શાસ્ત્રકારો આલેખે છે, અને સરસ બોધપાઠ આપે છે. ચિત્તે સ્નાન કર્યું, વસ્ત્ર અને અલંકારથી વિભૂષિત થઈ રથમાં બેસી જે વનમાં કેશીશ્રમણ બિરાજમાન હતા ત્યાં તે ગયો. જેવું કોષ્ટકવન આવ્યું કે તુરત જ રથથી ઊતરી, પંચ અભિગમન સાચવી, ખુલ્લા પગે આજ્ઞા લઈને એણે વનમાં પ્રવેશ કર્યો. કેશીશ્રમણને દૂરથી નિહાળતા તેનાં રોમેરોમ ઉલ્લાસિત થઈ ગયાં. તેમની ભવ્યમૂર્તિએ અને ચહેરે એમના અંગમાં અમૃત રેડ્યું.

ખરુંખરું "આકૃતિઃ ગુણાન્ કથયતિ." મનુષ્યોના આકાર, ચેષ્ટાઓ, ગતિ અને હાવભાવ પરથી તેમની કસોટી થઈ જાય છે. અને સામા મનુષ્યના હૃદય પર પણ તે જ જાતની છાપ અંકિત

થાય છે. કેશીશ્રમણને જોઈને ચિત્તના હૃદયમાં અતિ પ્રેમભાવ અને પૂજ્યભાવ જાગ્રત થયો. લઘુવયથી જ કેશીશ્રમણ કુલીન હતા. તેમની માતાના અને પિતાના ઉચ્ચ કોટિના સંસ્કારોનો વારસો તેમનામાં સંપૂર્ણપણે ઊતર્યો હતો. લાવણ્યમાં તેમનું વદન અતિ સુંદર હતું. સુદૃઢ શરીર, મનોહર આકૃતિ, વિશાળ ભાલપ્રદેશ, જ્ઞાન, દર્શન અને ચારિત્રની ત્રિપુટીના તો ભંડાર, સંયમ ને ત્યાગની જીવંતમૂર્તિ. તેજના પુંજ, સુવાસના ફુવારા, મહાન યશસ્વી, કષાયોના વિજેતા, જિતેન્દ્રિય, સંકટોને સહવામાં મહાસુભટ, સદા અપ્રમત્ત, મહાન તપસ્વી, જ્ઞાન અને ક્રિયા બન્નેનો સમન્વય કરનાર, ગુણના સમુદ્ર, દૃઢનિશ્ચયી, નમ્રતાના ભંડાર, વ્રતોના પાલનમાં વજ્રથીય કઠોર, અને હૃદયમાં કુસુમથી પણ કોમળ, જીવિત અને મરણ બન્ને દશામાં સમાન, આપત્તિ સહન કરવામાં મેરુ સમા અડોલ, સત્ય અને મિષ્ટભાષી, વિશ્વવાત્સલ્યના પ્રતિપાલક, સદા આત્મલક્ષી એવા એવા ઉચ્ચ સદ્ગુણોથી ઓતપ્રોત થયેલી યોગમૂર્તિને જોઈ ચિત્તના હૃદયમાં ઉલ્લાસ પ્રગટયો. તેની યોગ્યતાનું તેને ભાન થયું. તેમની પાસે જઈ હૃદયના સદ્ભાવથી અષ્ટાંગ નમાવી નમસ્કાર કરીને એક બાજુ પોતાના યોગ્ય સ્થાન પર તે બેઠો અને પ્રવચનનું શ્રવણ કર્યું.

### ચિત્તના પ્રશ્ન પર કેશીશ્રમણનું અમૂલ્ય પ્રવચનઃ—

શ્રમણકેશી મહારાજે તેમની જિજ્ઞાસા જોઈ પ્રશ્ન પૂછવાનું કહ્યું ત્યારે એ પરમ બુદ્ધિમાન ચિત્તે કહ્યું કે ભગવાન! આ સંસારમાં નાના મોટા સર્વ જીવો સુખનો સતત પ્રયત્ન કરવા છતાં ઊલટું અનેક પ્રકારનું દુઃખ અનુભવે છે. ત્રિવિધ તાપથી તપી રહ્યાં છે. ત્રાહિ ત્રાહિ એમ પોકારી રહ્યાં છે. તેનું શું કારણ હશે!

ભગવાન કેશીશ્રમણે કહ્યું કે

**मोहान्धकारे भ्रमतीह तावत् संसारदुःखैश्च कदर्थ्यमानः।**
**यावद्विवेकार्कमहोदयेन यथास्थितं पश्यति नात्मरूपम्॥**

અર્થ પ્રાણીમાત્ર સસારના દુ ખોથી કદર્થના પામતો મોહ-રૂપી અધકારમા ત્યાં સુધી પરિભ્રમણ કરે છે કે જ્યા સુધી વિવેક-રૂપી સૂર્યના મહોદય વડે યથાસ્થિતિ એવા આત્મસ્વરૂપને જોઈ શકતો નથી જ્યારે વિવેકસૂર્ય પ્રગટે ત્યારે મોહાધકાર મટે અને ત્યારે દુ ખો મટે જગતના જીવો પોતે પોતાને સમજી શકતા નથી જ્યા સુધી પોતે પોતાને સમજી શકે નહિ ત્યાં સુધી સાચા યત્નોની સભાવના ન હોઈ શકે. અને સાચા યત્નોના અભાવે સુખના ફાંફા નકામા નીવડે એ સ્વાભાવિક છે જીવમાત્ર યત્ન કરે છે, પણ ક્યો યત્ન તે કરી રહ્યા છે, શા માટે કરી રહ્યો છે તેનુ તેને ભાન પણ નથી અને તેનુ ભાન કરવાની તેને દરકાર પણ નથી

દૃષ્ટાંત—એક વખત કેટલાયે મનુષ્યો વહેતી ગગા નદીની પેલી પાર સામે કિનારે સારુ સ્થાન જોઈને ઉજાણી કરવા ગયા હતા, ત્યા જઈ રસોઈ બનાવી બધા એક પક્તિએ રસ અને સ્વાદપૂર્વક જમ્યા જમ્યા પછી બધાએ ભાગનો નીશો ચડાગ્યો જેમ જેમ નીશાની અસર થતી ગઈ તેમ તેમ તેઓ પોતાનુ ભાન ભૂલવા લાગ્યા, મિજલસનો સમય તો પૂરો થયો હવે નદી ઊતરીને ઘેર જવાનુ હતુ સૌ તૈયાર થઈ હોડીમાં બેઠા અને હલેસા મારવા લાગ્યા

આ પાર આવ્યા પછી તે હોડકુ ચાલ્યું ન જાય તે ખાતર તેઓએ દોરડાથી તેને લગર નાખ્યું હતુ ઘેર જવાની ઉતાવળમાં અને નશાના કેફમા તેમાના કોઈને લગર છોડવા નુ ભાન રહ્યુ નહિ બધા અદર બેસી ગયા ને લગર છોડ્યા વિના હોડીને ઝપાગાબધ ચલાવવા મડી પડ્યા દોરડુ જરા લાબુ હોવાથી જેમ જેમ હલેસા મારતા જાય તેમ તેમ હોડી જરા ચાલતી દેખાય, પણ આ દિશાથી પેલી દિશામા ને પેલી દિશામાથી આ દિશામા ત્યાની ત્યા જ ફર્યા કરે આમ આખી રાત તેઓએ ખૂબ પ્રયત્ન કર્યો, પણ હોડી આગળ જાય જ શાની? કારણ કે તે દોરડાથી બધાયેલી હતી

રાત્રિનો અધકાર અને બેભાન દશા એ બન્ને કારણો ભેગા

થયા બધા બેસનારાઓ જાણે હોડી ચલી જાય છે આખી રાત વીતી ગઇ પણ સામે કિનારો ન આવ્યો ઉષાનો પ્રકાશ આવ્યો. બધાનો નશો ઊતરી ગયો અને આખો ખોલીને જુએ તો હોડી ત્યાની ત્યા જ લધારેલી પડી હતી બધાય ખૂબ અફસોસ કરવા લાગ્યા પણ શુ વળે? તેમનો પ્રયત્ન તો ઘણો હતો, છતા હોડી ન ચાલી, કારણ કે છોડવાનું હતું તે છોડયુ ન હતું બીજો બધો પ્રયત્ન કર્યો, પણ પહેલો જે પ્રયત્ન કરવાનો હતો તે કર્યો ન હતો, અને પોતે ત્યાંના ત્યા રહ્યા પ્રભાતના પ્રકાશ અને નશાના ઉતાર પછી ભાન આવ્યાથી જ્યારે તેમણે હોડી છોડી અને પ્રયત્ન શરૂ કર્યો ત્યારે પ્રયાસ પણ સફળ થયો ને ઘેર પહોચ્યા

આ જ રીતે જગતના જીવો મોહના નીશાથી ચકચૂર રહીને પોતાનું ભાન ભૂલી ગયા છે તેથી દેહરૂપી નૌકા મમત્વ, અહભાવ અને રાગદ્વેષની ગાઢથી બધાયેલી પડી છે, અજ્ઞાનરૂપ ગાઢ અધકાર છે એટલે અહભાવના લધનુ તેમને જરાય ભાન નથી આવી સ્થિતિમા જીવ પ્રભુનું નામસ્મરણ, માળા ભજન પૂજન કે બીજી ધર્મક્રિયાઓનાં હલેસાઓ હમેશા મારો કરે છે ખૂબ પ્રયત્ન કર્યા કરે છે પણ તે બિચારા પેલા માણસોની જેમ ત્યાં ને ત્યા જ રહે છે મારી જાતિ મારા ઘરબાર, મારુ ધન, મારી સ્ત્રી એમ મારુ મારુ કરનારા એ બિચારા પામર જીવો આસક્તિની ગાઢ ગ્રંથિથી જકડાયેલા છે વરસોના વરસો વીતી જાય છે, છતાં પોતે ક્યા છે તેનો તેમને સારાયે જીવનમાં કદી વિચાર આવતો નથી સમજવાનુ સમજી શકતા નથી, સાંભળવાનું સાભળી શકતા નથી કારણ કે તેઓ બધાયેલા છે. પોતે પોતાને ભૂલ્યા છે તેમને ખબર નથી કે અમારી હોડી ક્યા છે? કાંઠે છે, મધદરિયે છે કે કોઈ ખરાબે ચઢી ગઇ છે? જ્યારે હૃદયમાં સાચી સમજણનો પ્રકાશ થાય અજ્ઞાનનું અંધારુ દૂર થાય અને મોહમાયાનો નશો ઊતરે ત્યારે જ પોતાની નૌકા ક્યાં છે, તેનો કઇક ખ્યાલ આવે. મહાપુરુષો કહે છે કે

'શાસ્ત્રદૃષ્ટિ ગુરુ વચન વિચારસે, ઘટદીપક પ્રગટાવે
શાણા સમજે મો સુખ પાવે."

પોતાનો વિચાર, સંતપુરુષોનાં વચન અને શાસ્ત્રોની દૃષ્ટિ એ ત્રણેનો યોગ થાય ત્યારે જ સાચો વિવેક જાગે. વાટ, તેલ અને દિવાસળી એ ત્રણના યોગ વિના દીપક ક્યાંથી પ્રગટે ? પણ આમાં ખરા તો ડાહ્યા દીવાના હોય છે. તેમને સુધારવાનો તો ઉપાય લગભગ હોતો જ નથી. કારણ કે તેમને જરાય ભાન હોતું નથી છતાં તે એમ માને છે કે અમે તો બહુ ડાહ્યા છીએ. આવા પોતાના માની લીધેલા ડહાપણમાં બીજી વાતનો અવકાશ જ રહેતો નથી. અને તેવા મૂર્ખ—ડાહ્યાઓ પોતાને હોશિયાર માની આ સંસારસાગરમાં પોતાનું હોડકું હલાવ્યા કરે છે તેમની દશા ખૂબ જ શોચનીય છે. કેટલાયે જન્મો થયા હોડકું હલાવ્યા કરે છે, પણ તેમની નૌકા ત્યાંની ત્યાં જ હજુ પડી છે. કેટલાક તો પાછળ પણ હઠી ગયા છે અને કેટલાક પોતાના હોડકાને ઊંધું વાળી રહ્યા હોય છે, જ્યારે કેટલાક પોતે અંદર બેઠા હોવા છતાં પોતાની જ નાવમાં કાણું પાડી રહ્યા છે. અનુભવીજનો કહે છે કેઃ—

અપની નૌકા અપને કરસે મૂરખ નિત્ય ડુબાતા હૈ !
અપને કરસે અસી ઉઠાકર અપને શિર લગાતા હૈ !

પોતાના હાથે જ જગતના જીવો પોતાનું બૂરું કરી રહ્યા હોય છે. કારણ કે પોતે બેબુદ્ધિમાં છે. લગભગ આખું જગત આ જાતનું દીવાનું છે. પોતે જ પોતાને બગાડી રહ્યું છે. દસોડુ જેમ પોતાના ધુમાડાથી પોતે કાળું બની રહ્યું છે, તેમ આ જગતના મોટા ભાગના મનુષ્યો પોતાની કુટેવોથી પોતાના હૃદયને મલિન બનાવી રહ્યા હોય છે. પોતાને હાથે નશો કરી પોતાનાં શરીરને રોગિષ્ઠ બનાવી મૂકે છે. છતાં ખૂબી તો એ છે કે તે બધું કરવા છતાં મોજ અનુભવે છે. જેમ ગાંડો માણસ પોતે પોતાને ગાળ દેવા છતાં, પોતે પોતાને હાથે મારવા છતાં અટ્ટહાસ્ય કર્યા કરે છે અને પરિણામે પછી પોક મૂકીને

રહે છે તે જ દશા આ જગતના ગાંડાદીવાનાઓની છે. પેલા બહારના દીવાનાઓ કરતાં આ અંતરના દીવાનાઓની દશા વધુ ભયંકર છે. પેલા બહારના દીવાનાઓ માટે દવા કરનારા વૈદો દુનિયામાં ઘણા ય મળી રહે છે. પરંતુ આવા દર્દીઓના વૈદો જગતમાં બહુ જ ઓછા મળે છે અને કદાચ મળે તો પણ તેની પરવા કરતા નથી અને તેથી જ સત્યાનાશના માર્ગે તેઓ આગળ ને આગળ ધપે જાય છે. રત્ન પાસે હોવા છતાં તેને છોડીને પથરાઓના સંગે માર્યા ફરે છે. કુચલી, વિકલ્પો અને વિકથાઓમાં શક્તિ અને સામર્થ્યને એ હોમી નાખે છે. જે સાધનો શ્રેયને માટે-વિકાસને માટે—પ્રાપ્ત થયાં છે તેનો જ ઉપયોગ પોતાના નાશ અર્થે, પતન અર્થે કરી અધોગતિમાં લઇ જાય તેવાં કુકર્મો કરે છે. તેવા ડૂબતા મૂઢ મનુષ્યોને કોઇ દયાળુ અનુભવી પુરુષ ઉગારવાનો પ્રયત્ન કરે તો પણ તેનું અજ્ઞાન તેને સન્માર્ગથી રોકે છે. તે બાબતમાં તેને ફુરસદ હોતી નથી. ઝેર ખાવાની ફુરસદ મળે છે, પણ અમૃત આરોગવાની ફુરસદ નથી ઝેરમા મોજ આવે છે અને 'અમૃત' તો દીઠુંય ગમતું નથી આવા મનુષ્યો ઓઘદષ્ટિમાં સડતા હોય છે. પછી ભલેને ધનપતિ હો કે કંગાલ હો. ઓઘદષ્ટિને અંગે તેનો આત્મા આવરણથી જ ઢંકાયેલો રહે છે, અને તેને લઇને તેઓ સારાસાર કશું સમજી શકતા નથી સુયોગ મળવા છતાં એ કેમ અટકી રહે છે? હરેક કાર્યની સિદ્ધિમા જૈન શાસ્ત્ર પાચ સમવાય કારણોની અપેક્ષા બતાવે છે એ પાંચેનો યોગ થાય તો જ કાર્યની સિદ્ધિ થાય. મોક્ષ પામવામાં પણ એ પાચેનો યોગ હોવો જોઇએ.

એ પાંચમાં એકની ખામી હોય ત્યા સુધી કાર્ય ન બને. સ્વભાવ, કાળબળ, પ્રારબ્ધ (કર્મ) પુરુષાર્થ અને ભવિતવ્યતા સ્વભાવ (ભવ્યતા) ન હોય તો કાર્ય ન બને. ભવ્યતા હોય પણ કાળનો પરિપાક ન હોય, કાળબળ હોય, પણ કર્મનું ગુરુપણું હોય પ્રારબ્ધ અનુકૂળ હોય, પણ પુરુષાર્થમાં કાચો હોય, પુરુષાર્થ કરવાને

સુયોગ મળે છતાં ભવિતવ્યતા ન હોય તો તે અટકી રહે. આ જીવ કઇ ખામીથી અટક્યો છે એ તો જ્ઞાની જાણે. છતે સાધને અટકે ત્યારે કેવી સ્થિતિ હોય છે તેનું એક દૃષ્ટાંત કહું

કોઈ એક ગામમા યોગી પુરુષને દેહની પીડા થઇ હતી એક સેવાભાવી સજ્જન તે મહાત્માની સેવા કરતો હતો; પરંતુ તેની પાસે તનબળ હતું, ધન ન હતું અને તેથી તે ઔષધ મેળવી શકતો ન હતો. મહાત્માના દર્દને ઔષધની આવશ્યકતા હતી તે જ ગામના શેઠ એક દિવસ ત્યાથી પસાર થતા હતા તે શેઠ ત્યા જરા થોભ્યા, વંદન કર્યું, તબિયતના સમાચાર પૂછ્યા ઔષધની જરૂરિયાત જણાવાથી તેમણે તે પૂરી પાડી મહાત્માને અતિ નમ્રતાપૂર્વક નમન કરી પેલા ભાઇને ઔષધના નાણા આપી માફ કરજે, મને વધુ ફુરસદ નથી એટલું કહી શેઠ તો રવાના થયા જુઓ બધા યોગો હતા, પણ કર્મે થોભવા ન દીધો. મહાત્માએ અઠવાડિયા સુધી સેવા આપનારને તેની ભૂમિકા પ્રમાણે બોધ કર્યો અઠવાડિયામા ઔષધથી મહાત્માને શાન્તિ થઇ, મહાત્મા સ્વસ્થ થયા ત્યાર બાદ તેમને પેલા શેઠની ભક્તિ સાભરી આવી શેઠના હૃદયના ઊંડાણમા એમને પાત્રતા પણ લાગી હતી એટલે ભક્તિનો બદલો સદ્બોધથી વાળવાની તેમને તીવ્ર ઇચ્છા થઇ. જેની પાસે જે હોય તે તેના બદલામા આપે મહાત્માએ પોતાના અનુભવ અને મથનમાથી જે મેળવ્યુ હતું તે આપવા માટે શેઠ સબધી હકીકત પૂછી એ સેવાપ્રિયને પૂછતા માલૂમ પડયુ કે એ શેઠ પ્રથમ નિર્ધન અવસ્થામા સાધુસત, ગરીબગુરબા, પશુપક્ષી સવની સેવામા પ્રેમ રાખતો અને એક સેવાભાવી તરીકે ગામ આખામા ઓળખાતો, પણ જ્યારથી તેને ત્યા લક્ષ્મીની અભિવૃદ્ધિ થવા માડી, ત્યારથી સેવાનો માર્ગ છૂટી ગયો છે ને ધનસચય આડે તેને એક ઘડીની પણ ફુરસદ નથી લક્ષ્મીની આધીએ સેવા ભુલાવી શેઠ જ જાળમાં જકડાઇ ગયો છે એટલે આપનો બોધ સાભળવાની એને ફુરસદ જ નથી. છતા તેને મળવાનો નિશ્ચય કરી મહાત્મા શેઠનું નામ પૂછતા

શેઠની દુકાને ગયા. આ વખતે શેઠ ખૂબ કામમાં હતા. એક મિનિટની પણ તેમને ફુરસદ ન હતી. શેઠે મહાત્માનું ખૂબ સન્માન કર્યું. શેઠનું હૃદય ખૂબ સરળ હતું. મહાત્માએ પોતાના આવવાનું પ્રયોજન શેઠને કહ્યું. એ સાંભળી શેઠે કહ્યું કે, આપના જેવા મહાપુરુષોનાં વચનો સાંભળવાની મારી તીવ્ર ઈચ્છા છે, પણ શું કરું ? આપ જુઓ છો ને, મને જરાય ફુરસદ નથી. જે માણસ સાધુસંતોના પરિચયમાં હમેશ રહેનાર તેને આજે બે ઘડીની પણ ફુરસદ નથી. કેવો કર્મનો દોષ !

આ શેઠ જેવા તો ઘણાયે માણસો હોય છે. જાણે તેઓને, કોઈએ ઘાણીના બેલની માફક પગાણે કેમ ન જોતર્યા હોય, તેમ તેઓ કોઈ વખત પોતાના વ્યાવહારિક કાર્યનો ભાર માથે લઈને કંટાળે છે અને બોલે છે કે બોજો બહુ થઈ ગયો છે શું કરીએ ? વ્યવહારને છોડવા ધારીએ તો પણ છૂટતો નથી. પણ એવાને કોઈ પ્રશ્ન કરે કે એ બોજો કોણે નાખ્યો છે, તો તેનો કશોય જવાબ આપી નહિ શકે.

આવા જીવો પોતાની મેળે જ બંધન સ્વીકારે છે અને પછી નકામા રોયા કરે છે. કેટલીકવાર એમ પણ કહી નાખે છે કે જમદૂત આવે તો પણ આ વખતે અમે એને કહી દઈએ કે મરવાની અમને જરાય ફુરસદ નથી. કેવી હળાહળ મૂર્ખતા !

આ શેઠ પણ આવી મૂર્ખતાથી પર ન હતા. જેથી શેઠે માફ કરો, હાલ ફુરસદ નથી એમ કહ્યું. મહાત્મા કહે "ફુરસદ ક્યારે મળશે ?" જવાબમાં શેઠે મહિનાની મુદત માગી મહાત્મા મહિના પછી આવ્યા ત્યારે શેઠ કહે, " માફ કરજો. તમે પધાર્યા, પણ મને હાલ ફુરસદ નથી." એટલે તેમણે પાછી ચાર માસની મુદત માગી જ્યારે જ્યારે મહાત્મા તેને સંભળાવવા જાય ત્યારે ત્યારે તે મોઢેથી ના ન કહી શકે પણ વિવેકના વચનોથી નીઠું બોલી પોતાની જિજ્ઞાસા બતાવે. ફરી મહિના પછી આવજો એમ કહ્યા બાદ દયાળુ મહાત્માએ એ પણ કબૂલ કર્યું. પણ એ મહાત્મા થાકે તેવા ન હતા. જગતનો અને જીવોની વૃત્તિનો એમનો ઊંડો અભ્યાસ હતો.

ઘણી પગગણુ પરમાર્થી હતા. એટલે તેઓ તો શેઠ કહે તે મુજબ પ્રમાણે જઇને ઊભા રહે આ માણસને એક ઉપદેશની જરૂર છે, એમ એમને લાગ્યુ હતું પાંચ સાત આંટા ખાધા. એમ કરતાં માસ, બેમાસ, છમાસ થયા અને આખરે શેઠને ઠેકાણે લાવતાં આઠ માસનાં વહાણા વાયા, છતા મહાત્માના આટા તો ચાલુ જ રહ્યા. તેમણે તો નિશ્ચય કર્યો હતો કે શેઠ પોતે ધર્મને ના ન પાડે ત્યા લગી પ્રયત્ન ચાલુ રાખવો

શેઠ કઇક વરમાળ, મોઢાના ભોળા અને હૃદયના ભોળા હતા એટલે મહાત્માને ચોખ્ખી ના સમજાવી શકે એમ ન હતું માનો કે એ જ ઠેકાણે તમો કે હું હોઇએ તો 'તમો એમ જ સાફ સાફ પરખાવી દો, "તમારે કામધધા નથી, નવરા છો એટલે પાછળ લાગ્યા છો, પણ અમે તો કામધંધાવાળા માણસ છીએ, માટે માફ કરો મહેરબાની કરી ફરી આવવાની તકલીફ ન લેશો ખરુને? (હસાહસ) પણ શેઠ તેવા ન હતા અને આ મહાત્માપ તેવા ન હતા શેઠના મનમા ઊડી ઊડી જિજ્ઞાસા છે એમ જોયા પછી જ આ મહાત્માએ પ્રયાસ ચાલુ કર્યો હતો ઘણા ફેરા થયા એટલે આખરે શેઠ ખૂબ શરમાયા આ વખતે તો મહાત્મા ગયા ત્યારે તેણે ખૂબ દિલગીરી બતાવી પણ હમણા તો ગળા સુધી કામ છે માટે કૃપા કરીને આઠ દિવસ પછી અવશ્ય પધારજો ત્યારે મહાત્માએ પૂછ્યુ કે હવે તો આઠ દિવસ પછી જરૂર ફુરસદ મળશે ને? શેઠે કહ્યુ, 'હા જરૂર ગમે તેમ કરીને પણ આ વખતે તો જરૂર સમય મેળવીશ" આ સાભળી મહાત્માએ થોડીવાર પ્રાણાયામ કરી આતરચક્ષુથી અવલોકન કરી જોયુ તો હવે શેઠની જિદગીનો દીવક ઓલાવાની તૈયારીમા હતો એટલે કહ્યુ 'શેઠજી! હવે તમારી પાસે આઠ દિવસ પૂરા નથી' પણ શાને આટલું સાંભળવાનીયે ક્યા ફુરસદ હતી? સાક્ષાત્ યમરાજ આવે તો પણ 'થોડી વાર હમણા ખમી જાવ' એમ કહે એટલા બધા કામમા ગૂથાયા હતા અહો! માનવીની કેવી મોહાધતા! ભવ્યતા,

કાળબળ અને શક્તિ પણ હતી. પણ કર્માવરણે તેને મૂંઝવ્યો હતો. માનવી કેવી ઉપાધિને વહોરીને વધાર્યે જાય છે! અને તેમાંય ખૂબી તો એ છે કે જે સાધનસામગ્રી સુખને માટે ભેગી કરે છે, તેને ભોગવવાની તેને ફુરસદ જ નથી. દા. ત. તે પોતે ધન સુખને માટે ભેગું કરે છે, ભોગવી નથી શકતો, તેમ નથી ઘડીયે નિવૃત્તિ લઈ શકતો. ભોગવવાને માટે તલસે છે, પણ આપણે જોઈશું તો જોઈએ તેના કરતાં તેની પાસે પૈસો પુષ્કળ છે, પણ ભોગવવો છે કોને? ગધેડાની માફક પૈસો ભેગો કરીને માત્ર ભાર જ વહન કર્યા કરે છે. ચિંતા અને ઉપાધિથી સળગ્યા કરે છે. સાચા આત્મધનની તો એને પરવાય નથી માત્ર પેટ ભરવા સિવાય બીજો વિચાર પણ નથી આવતો. એવો મહામૂર્ખ દુનિયાદારીના વિષયમાં ડાહ્યોડમરો અને હોશિયાર ગણાય છે. આ કેવી જગતની વિચિત્રતા!

ખેદ સાથે મોહાંધકારમાં અટવાયેલા અને માયાની જાળમાં ફસાયેલાનો વિચાર કરતાં કરતાં મહાત્મા તો વિદાય થયા અને શેઠ પોતાના કામમાં લાગ્યા. શેઠને ભાને ન હતું કે મહાત્માએ શું કહ્યું હતું. પણ એ મહાત્માના હૃદયમાં શેઠને માટે ખૂબ તાલાવેલી લાગી હતી. કારણ કે શેઠ સુપાત્ર હતા. એમણે શેઠનુ હૃદય માપ્યું અને જોયું હતું કે મનુષ્યત્વની ભૂમિકા ઉપર આવી ગયા છે. પણ આ વસ્તુ સાંભળવામાં તેને કંઈ થોડા અંતરાયો છે. એનો પણ એમને ખ્યાલ હતો કે હવે પૂરા આઠ દિવસ શેઠના નથી. જો શેઠના કહ્યા પ્રમાણે આઠમે દિવસે જઈશ તો શેઠના દેહનો ભેટો નહિ થાય, અને મારો ધક્કો નકામો પડશે, એમ ધારીને તે સંત મહાત્મા બરાબર છઠ્ઠે દિવસે શેઠને ઘેર ગયા. અહો કેવી પરોપકારની પ્રતિમા!

અહીં તો શેઠ 'વોયમા' 'વોય બાપરે' 'હાય હાય' એમ કહેતા માંદગીના બિછાનામાં આમતેમ આળોટતા પડ્યા હતા. હાથમાં હીરાની વીંટી, ડોકમાં મોતીની માળા, કેડમાં સુવર્ણના કંદોરા ને મેડી અને મહેલાતવાળા શેઠજીની શરમ મંદવાડને આડે ન આવી. મહાત્મા

આવતાં જ શેઠજી ચોંકી ગયા. મહાત્માએ કહ્યું, "આપને એક ક્ષણ-વારની ફુરસદ ન હતી; આજે આ માંદા પડવાની ફુરસદ ક્યાંથી મળી? બિછાનામાં કેમ પડયા છો? જમના દૂત આવે તો પણ હમણાં ફુરસદ નથી એમ કહેનારા, આ પથારીમાં પડી રહેવું કેમ ગમે છે?" શેઠજી બોલ્યા, "મહારાજ! માફ કરો, લાચાર થઇ ગયો છું. પણ વાંધો નથી. ડૉક્ટર હમણાં જ આવ્યા હતા અને એમણે કહ્યું કે બહુ જલદી આરામ થઇ જશે. જુઓ તેમણે આ દવા અને લેપ આપેલ છે." કેવી ડૉક્ટર પર શ્રદ્ધા! ડૉક્ટર બોલ્યા એટલે ભગવાન બોલ્યા. આટલી શ્રદ્ધા ભગવાન પર હોય તો બેડો પાર થઇ જાય, પણ જ્યાં 'શરીર એ જ હું' માન્યું હોય ત્યાં આવી જ દશા હોયને! ડૉક્ટર ગધેડાનું મૂતર પાય તો પણ આરામ થવાની આશાએ આંખ બંધ કરી ગટગટાવી જાય. ખરાબમાં ખરાબ ગંધાતી દવા, બોકડાના આંતરડાનો સેરવો, કુકરના માસનો પાવડર હોય, ચરબીની બનાવેલી દવા હોય કે માછલાનું તેલ હોય, પણ એ બધું જાણવા છતાં માણસ પી જાય. ત્યાં ભક્ષ્યાભક્ષ્ય બધુંય ભૂલી જાય. અરે! ઝેર જેવા ડૉઝ આપે તો પણ લઇ શકાય. પણ કોઇ ભવવૈદ ઘેરે આવીને અમૃત પાય તો પણ તે પીવું ન ગમે. ત્યાં તો ઝટ કહી નાખે કે મને ફુરસદ નથી.

મહાપુરુષોએ કહ્યું છે કેઃ—

આતમદરશન વિરલા પાવે દિવ્યપ્રેમ વિરલા પ્રગટાવે. આ.
એ મારગ સમજે કોઈ વિરલા વિરલાને એમાં રસ આવે,
સદ્ગુરુ સંગ કરે કોઈ વિરલા અમર ફળોને વિરલા પાવે.

યોગ્યતા વિના અમૃત ન પિવાય અને કદાચ પીવા જાય તો વમન થાય.

શેઠની ડૉક્ટર પરની શ્રદ્ધા જોઇને મહાત્મા ખૂબ હસ્યા. શેઠને સંબોધીને એમણે કહ્યું કે ડૉક્ટર તો શરીરની વર્તમાન સ્થિતિ જોઇને કહી ગયા. એમને ભવિષ્યની ખબર નથી.

શેઠ! હવે માત્ર ચોવીસ કલાક બાકી છે પછી તો ‘રામ બોલો ભાઈ રામ’ના અવાજ કરતા તમારા સ્નેહીઓ આ ચેતન્યહીન દેહને ઉપાડી જઈ સ્મશાન પહોંચાડી રાખ બનાવી દેશે, તેની તમને કયા ખબર છે? મહાત્માના આ વચન સાભળી શેઠના હૈયામા ગોળી વાગી તેના હોશકોશ ઊડી ગયા

છ દિવસ પહેલા આ મહાત્માએ જતા જતા એ શબ્દો કહ્યા હતા તે ફરી પાછા યાદ આવ્યા યાદ આવતાં જ પોતાની મૂર્ખતાનુ ભાન થયુ ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગ્યો અને કહ્યુ, “ગુરુજી! હવે કઈ ઉપાય?” મહારાજ કહે, ‘બાપુ! હવે બીજો શો ઉપાય?” આખી જિદગી જેણે ઉપાય ન કર્યો તે હવે ચોવીસ કલાકમા શુ કરવાનો છે? મારા મનને ખૂબ થયું કે શેઠજીને કઈક સમજાવુ અને એ ખાતર ઉપાય બતાવવા માટે મે ખૂબ ખૂબ આંટા ખાધા, પણ આપને ફુરસદ કયા હતી?

મે તો ઘણું કહ્યુ હતુ કે —

બીત ગયા સો નાવે, અવસર બીત ગયા સો નાવે
ફિર ફિર જીવ પસ્તાવે, અવસર બીત ગયા સો નાવે
ધનદોલત ઔર માતપિતા મોહક સબ છૂટ જાવે
પ્રાણ તજે તબ સગ ચલે ના, (જીવ) પાપ પુણ્ય ફલ પાવે
અવસર૦

શેઠ! સમૃદ્ધિ અને શક્તિનો આખી જિદગી સુધી દુરુપયોગ કર્યો હવે તો છેલ્લી ઘડી આવી તમારા આ હીરા, મોતી, માલ, ધન, દોલત અને ખજાના એ બધુ નકામુ છે આ પુત્ર અને પરિવાર, આ પત્ની, આ સગાંવહાલા, કોઈ તમને બચાવી શકે તેમ નથી’ શેઠ તો આ બધુ સાભળી પાણી પાણી થઈ ગયા મોતનુ નામ સાભળી તન મનથી થરથર ધ્રૂજવા લાગ્યા

**स्वमस्तक समारूढं मृत्युं पश्यत् यदि जनः ।**
**आहारोऽपि न रोचेत किमुतान्यो विभूतयः ॥**

મનુષ્યને જ્યારે એટલી ખબર પડી જાય છે કે મારા માથા પર મૃત્યુ ભમે છે, હવે હું મરી જઈશ, ત્યારે આહાર પરથી રુચિ ઊડી જાય છે. પછી અન્ય વિભૂતિની તો વાત જ શી! અત્યાર સુધી તેને જે ચીજ મીઠી લાગતી હતી તે ફીકી પડી ગઈ. ચિંતા અને શોકસાગરમાં તે ડૂબી ગયો.

પણ આ બધો ભય પામરને હોય છે; વીરને નથી હોતો. પામર મૃત્યુથી ત્રાસે છે; વીર તો મૃત્યુને ભેટવા તત્પર હોય છે. જે મનુષ્યે આત્માને ઓળખ્યો નથી, તેને જ ભય છે, અરેરાટી છે. જેણે આત્માને ઓળખ્યો છે, પરમાત્માની પિછાણ થઈ છે, તેમજ જે મુમુક્ષુ છે તેને મૃત્યુનો ડર શો ! એ તો એમ જ માને —

અમર ભયે ન મરેંગે
અબ હમ અમર ભયે ન મરેંગે !

કારણ કે તેને પ્રતીતિ હોય છે કે જે જે ચીજો મરવાની હતી તે તે ચીજો તો પોતે જ છોડી દીધી છે. બાળકતા—અજ્ઞાનતા આસક્તિ, લાલસા, વિષય અને કષાયો એ બધી વસ્તુથી ને પર થયો છે. દેહમાં જ્યાં સુધી મમત્વ હતું ત્યાં સુધી મૃત્યુનો ભય હતો, પણ જ્યારે ચૈતન્યનું સ્વરૂપ જાણ્યું, પોતાને ઓળખ્યો, ત્યાર પછી ભય શાનો ? પણ આ બિચારા શેઠે તો ઓઘદૃષ્ટિમાં જ આખી જિંદગી વિતાવી હતી એટલે મૃત્યુનું નામ સાંભળતા જ ભયથી બેબાકળા બની ગયા. શેઠની આ ગભરામણ જોઈને, છેવટને સમયે ધીરજ આપતા એ પરોપકારી સંત બોલ્યા, 'શેઠજી ! ગભરાશો નહિ, હજુયે થોડુ ઘણું તમારા હાથમાં છે, તેમ ધારીને જ તમારા જતા પહેલા ચોવીસ કલાક વહેલો આવ્યો છું. હવે બધી ઉપાધિઓને અળગી કરીને ખાતાં-પીતાં વ્યવહાર અને બધા બોજાને સમજપૂર્વક મન પરથી દૂર કરો ને હું કહું

છું તે એક ચિત્તથી સાંભળ્યા કરો. એમ કહીને મહાત્માએ પ્રવચન શરૂ કર્યું. जातस्य हि ध्रुवं मृत्युः જન્મેલાનું અવશ્ય મૃત્યુ થાય છે, માટે મૃત્યુનો ભય ભૂલી જાવ.

એક દિન જાના રે એક દિન જાના રે
એક દિન મિટ્ટીમેં મીલ જાના.
મિટ્ટી કહેત હૈ કુંભારકો તૂ ક્યું ગાળત હૈ મુજકો
એક દિન ઐસો બખત આયગો
ગાડ દેવેંગી તુજકો. એક દિન૦
લકડી કહત હૈ સુતારકો તૂ ક્યું છીલત હૈ મુજકો
એક દિન ઐસો બખત આયગો જલા દેવુંગી તુજકો.
એક દિન જાના રે૦

આ રીતે મિટ્ટી જ શું પણ એકેએક પદાર્થ મનુષ્યોને ક્ષણે ક્ષણે પ્રબોધી રહ્યા છે, કુદરતની આ અપાર બોધશાળા માનવને ક્ષણે ક્ષણે બોધ આપી રહી છે. તે કહે છે કે ઓ અભિમાની માનવ! જરા જાગ્રત થા. તારા જેવા કંઇક પલવારમાં અહીં હોમાઇ ગયા છે. પણ એ સાંભળવાની માણસને ફુરસદ જ ક્યાં છે! તેની આંખો બહારનું બધું જોયા કરે છે, પણ અંતરદૃષ્ટિ પ્રગટી નથી. કારણ કે આ સંસારના મૃગજળ જેવાં દૃશ્યો તેને મનાવે છે કે સુખ અહીં છે, શાંતિ અહીં છે. આ રીતે મનોમયદૃષ્ટિ જીવાત્માને ઠગી રહી છે. અને તેથી જેવો તે બહારના સૌંદર્યમાં લોભાઈને પડે છે તેવો જ તે ઊંડે ઊંડે ડૂબતો જાય છે.

એક માણસ એકદા નદીકિનારે ઊભો હતો. તેણે નદીના પૂરમાં ધાબળા જેવું કંઇક તણાતું જોયું. તુરત જ ધાબળો લેવાને માટે નદીના પૂર પૂરમાં તે કૂદી પડ્યો. તે ધાબળો ન હતો, પણ રીંછ હતું. જતાં જ રીંછથી ભાઈ પકડાઇ ગયા. પછી તો પેલા માણસે

છૂટવાને ખૂબ પ્રયત્ન કર્યો પણ રી'છ તેને છોડે શાનું ! આ દશા માનવીની છે. મહાત્મા શેઠને આ બધું સંભળાવ્યે જતા હતા ! "આપજી આ વખતે બચાવી લ્યો. કૃપા કરો. નહી તો પાછળ પડેલાં આ બધાંમનું શું !" આંગળી ચીંધીને શેઠ કાલાવાલા કરવા લાગ્યા. ત્યારે મહાત્માએ જરા સ્મિત કરીને કહ્યું, "નિર્માણ થયેલ વાત ફરતી નથી. આ બધાનો મોહ મૂકી દે." બીજી વાર પડકાર કરી કહ્યું, 'શેઠ ! મરણ પાસે ઉપાય નથી. આયુષ્યની દોરી ખૂટી. જીવનદીપકમાં તેલ નથી. માટે હવે જલદી તૈયારી કરી લે. અને બધા સંબંધો પરથી મનને પાછું વાળી લે. આ જીવાત્માએ અત્યારે જેવા સંબંધો છે તેવા સંબંધો અનેક વાર બાંધ્યા છે અને અનેક વાર છોડયા છે. અનુભવી જનો કહે છે કે—

> वपुर्विद्धि रुजाक्रांतं जराक्रांतं च यौवनम् ।
> ऐश्वर्यं च विनाशान्तं मरणांतं च जीवितम् ॥

અર્થ—હે શેઠ ! આ શરીર રોગથી ને યુવાવસ્થા ઘડપણથી ઘેરાયેલ છે. વૈભવ નાશવંત છે અને જીવતર ક્ષણભંગુર છે.

કરમની ગતિ ન્યારી રે, કોઈએ નવ જાય કળી;
ઊગ્યાને આથમવું રે, જગત એમ રહ્યું જળી. કર્મની.
કોઈ કંથ, કોઈ કામિની, કોઈ ભગિની, કોઈ ભાઈ;
કાકા, મામા, કોકને બનાવી, સાંધી બેઠો સગાઈ
એવા સગપણ બાંધી બેઠો રે,વાતું બધી ગયો વિસારી.કર્મની

' આ જગત મુસાફરખાનું છે. તેમાં વસતા માણસો બે દિવસના મહેમાન છે. સંસારની રચના સ્વપ્ન સમી છે. સાંભળ, તને એક દૃષ્ટાંત સુણાવું :

ચીનુભાઈ કરીને એક એકલદોકલ બિચારો વાંઢો વાણિયો હતો. એક વખત લગ્નગાળાનો સમય હતો અને ઘણે ઠેકાણે લગ્ન

થતાં હતાં. તેને વિચાર થયો કે બધાનાં ઢોલ વાગ્યાં, પણ મારું ઢોલ વાગ્યું નહિ. બધાનાં ગીત ગવાયાં ને મારાં કાં નહિ ? એવી મૂંઝવણમાં એક દુકાનના ઓટલા ઉપર બેઠો હતો. એવામાં એને ઝોકું આવી ગયું અને સ્વપ્નસૃષ્ટિમાં વિહરવા લાગ્યો. જાણે કોઈ એક રાજાની રસ્તામાં મુલાકાત થઈ. રાજાએ તેને પોતાની ગાડીમાં બોલાવી લીધો મહારાજા સાથે દોસ્તી થઇ અને દીવાનની નોકરી મળી. પછી શી મણા રહે ? દિવસે દિવસે દીવાન સાહેબની વાહવાહ પોકારવા લાગી સાથેસાથે કીર્તિ અને સંપત્તિ પણ વધવા લાગી.

એ જ નગરમાં મૂળચંદભાઈ કરીને નગરશેઠ વસતા હતા. તેમની દીકરી સાથે ચીનુભાઈનું સગપણ થયું. રાજગોરોએ સુંદર મુહૂર્ત જોઈ આપ્યું. માંડવા નંખાયા, ગીત ગવાવા લાગ્યાં અને મોટા ભપકાથી જાન સસરાપક્ષને ઘેરે ગઇ. રાજાસાહેબ પણ ' લગ્નમાં સાથે હતા. ' રાજાની હાજરીમાં લગ્નની તૈયારીઓ થવા લાગી સાસુ પોંખવા આવ્યાં અને નાક ખેંચ્યું. વરરાજાની ખુશીનો કંઇ પાર ન હતો. ચોરીમાં વહુ અને વરને બેસાડ્યા અને પંડિતે ' શુભમુહૂર્તમ્ શુભલગ્નમ્ ક્ષેમમ્ કલ્યાણમ્ આરોગ્યમ્ નિર્વિઘ્નમ્ શુભમ્ ભવતુ ' એવા મંત્રો ઉચ્ચારીને પાણિગ્રહણ કરાવ્યું. કન્યાના પિતાએ કન્યાદાન આપ્યું બસ ચીનુભાઈ તો રસભીના થઈ ગયા. ' પછી આમ કરશું ને તેમ કરશુ ' એવા વિચારોના સાગરમાં ડૂબ્યા હતા. કલ્પનાની ખૂબ મોજ માણી રહ્યા હતા એમ કરતાં જરા હાથ લાંબો કર્યો ત્યાં તો ભીંતે વીંછી ચોંટેલો હતો. એણે ચડાવેલે આંકડે ડંખ માર્યો. જેવો ડંખ લાગ્યો તેવી કારમી વેદના થઇ અને ચીસ પડાઇ ગઈ. લોકો બધા ભેગા થયા કે ચીનુભાઈ શું થયું ? પણ એક તરફ ઘર ભાંગ્યાની વેદના અને બીજી તરફ વીંછીની વેદના. એ બેધારી વદના જગત ક્યાંથી કળી શકે ? લોકોએ તેના રડવાનું કારણ પૂછ્યું એને વીંછી કરતાં ભારે સાહ્યબી સહિત ઘર ભાંગ્યાનું કષ્ટ વધુ જણાયું. જે વસ્તુતઃ સ્વપ્ન સિવાય કશું જ ન હતુ '

મહાત્મા બોલ્યા "શેઠ ! વિશ્વનાં બધા પ્રાણીઓની આ દશા છે એમ આ દષ્ટાંતથી સમજી લેવુ જ્યા ઉત્પન્ન થાય ત્યા નવા નેહ બાધે ને જતી વેળાએ પોક મૂકે, જાણે કે આ બધા મારા તેનું શ ? આત્મા એકલો જ છે પોતાના કર્મો પોતે જ ભોગવે છે તેના કરેના કર્મોથી કોઇ તેને છોડાવી શક્તુ નથી એ વાતનું ઉતને વિસ્મરણ થયુ , તેથી ખાલી હાયવરાળ કરે છે શેઠશ્રી તમે તો એકત્વનુ ધ્યાન ધરો ' આ રીતે મહાત્માએ ભિન્નભિન્ન પ્રકારે ઉપદેશ આપી તે શે ના અજ્ઞાનરૂપી અંધકારને ઉપદેશરૂપી કિરણો ફેકી દૂર કર્યો વ્રતનિયમો કરાવ્યા એમની વિપુલ સમૃદ્ધિનો મોહ છોડાવી અનેક સારા સારા ખાતાઓમા દ્રવ્યનો વ્યય કરાવ્યો મોહમમત્વના બધનો છોડાવ્યા અને પાપનુ પ્રાયશ્ચિત્ત કરાવ્યુ સમત્વભાવ એકો કરાવ્યો અને ઓઘદષ્ટિમાથી મિત્રામા અને તારામા લાવ્યા અધમાર દૂરકર્યો માર્ગાનુસ રી બનાવી સમ્યકના સન્મુખ કર્યા, માનવતા પ્રગટાવી અને ગામ સુધાર્યુ કેવો સત્સગનો પ્રભાવ ! પણ આ બધુ બન્યું ક્યારે ? જે શે મા યોગ્યતા હતી ત્યારે યોગ્યતા વિના સસારાભિલાષ મટતી નથી અને મોક્ષાભિલાષ પ્રગટતી નથી ઉપદેશ પણ ત્યારે લાગે છે જે યોગ્યતા ન હોત તો અમૃત પણ ઝેર બની જાત

આ શેઠની જેમ એ જ ગતિના અનેક જીવો પારાવાર વૃત્તિમા પડેલા હોય છે ઓઘદષ્ટિએ ગતાનુગતિ ચાલી રહ્યા હોય ' વગર નાનુ જોર કેવડ તમને સ્વાર્થ તરફ ધમડી જાય કે અજ્ઞાનતા અને અવિદ્યામા તેઓ રચ્યાપચ્યા રહે છે સ્વાર્થ સિવાય પરમાર્થની તેમનામા લેશ પણ લાગણી ભૂખ કે પિપાસા હોતી નથી આવા ઓઘદષ્ટિવાળા જીવો જ્યા સુધી મિત્ર દષ્ટિમા પ્રવેશે નહિ ત્યા સુધી તેને આત્મા સબધીનો વિચાર સરખો પણ આવતો નથી તેથી જ ભગવાન મહાવીરે કહ્યુ છે કે ઓઘદષ્ટિવાળા જીવોને માટે સૌથી પ્રથમ મનુષ્યત્વ પ્રાપ્ત કરવાનો ઉપદેશ આપવો જોઇએ મર્દાનગી જાગે નહિ ત્યા સુધી અનેક ભૂલાવળાની ભૂતાવળમા ભમી રહ્યો હોય છે તેનુ

મન નિશ્ચળ હોતું નથી તે આત્માનું લેશ પણ કલ્યાણ કરી શકતો નથી. ખરો શૂરવીર જ કલ્યાણના માર્ગમાં ગમન કરી શકે, બાયલાઓ પોતાનું કલ્યાણ કરી શકતા નથી. આત્મધન લૂટાતું હોય તો તે કામક્રોધાદિ લૂટારા પાસેથી શૂરવીર જ આત્મધન બચાવી શકે છે માળા ફેરવવામાં, ઈશ્વરનું ભજન કરવામાં, સામયિકની ક્રિયા કરવામાં કે કોઈ પણ કાર્ય કરવામાં આત્મવીર્ય, દૃઢ આત્મશ્રદ્ધા, આત્મવિશ્વાસ કે આત્મભાનની પ્રથમ આવશ્યકતા છે. માયકાંગલાઓથી એમાંનું કશું બની શકતું નથી

અંતરમાં દુશ્મનોને હફાવી કાઢી મૂકવાનું કાર્ય તો જાગ્રત અને મરદ જ કરી શકે. માળા ફેરવતો હોય અને સાંભળે કે છોકરો મેડીએથી પડી ગયો, ધર્મક્રિયામાં બેઠેલો હોય અને ચોર લૂટી જાય, તો પણ પોતે અડગ રહે સાચી વીરતાની ત્યાં જ કસોટી છે મારું કોણ છે? હું કોણ છું? આવા સબંધો કેટલીવાર બાંધીને છોડયા તેનું જેને ભાન છે, તે તો સમજે કે છોકરોયે મારો નથી અને ધન પણ મારું નથી અને હું પણ છોકરાનો નથી એ ભૂમિકાએ બેઠેલો હોય છે આ વખતે તો આત્મા એ જ મારો છે. ચોમેર આગ લગાડી હોય, બધું બળી-સળગી જતું હોય, ત્યારે પણ સમજે કે આ મારું નથી. તે દોડાદોડ ન કરે, મનને ચચળ પણ ન બનાવે આટલી દૃઢતા, આટલો અડગ વિશ્વાસ કેળવવા માટે મનુષ્યે પોતાની ભૂમિકા તૈયાર કરવી જોઈએ.

## આ ભૂમિકા શી રીતે કેળવાય!

આ ભૂમિકા કેળવવા માટે મનુષ્યમાત્રે હમેશા ખતવણી કરવી જોઈએ જેમ કોઈ પેઢીવાળો કોઈ પણ જાતનાં ખાતાંપોતાં તપાસ્યા વગર પોતાનું ગાડું હાંકયે રાખે, તો પરિણામ શું આવે? આખરે પેઢી ઉઠાડી કાઢે અને પછી તે પેઢીને લિકિવડેટ કરવી હોય તે જ રીતે મનુષ્યે પોતે મનુષ્યદેહ, પાંચ ઇન્દ્રિયો, પ્રાણ બુદ્ધિ અને મન એ

બધાં સાધનો મેળવ્યાં છે, અને હમેશા ક્ષણે ક્ષણે પાપ અને પુણ્યનો વ્યાપાર કરી રહ્યો છે જો તે પોતાના સારા અથવા ખરાબ કર્તવ્યોનુ ખાતું તપાસે નહિ તો પરિણામે દેવાળું જ કાઢવુ પડે. અહીંનુ દેવાળું નભે, પણ ત્યા દેવાળું નીકળે ન ચાલે ! ત્યા તો પાઈ પાઈ વ્યાજ સાથે ભરવી જ પડે આજે ન આપે તો પછી ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે આપવું પડે. તીર્થંકર જેવા અનંત સમર્થ આત્માઓને પણ કર્મોના ઉદયકાળે શૂરવીર થઈ સર્વ કર્મનો નાશ કરવા તૈયાર રહેવું પડયું હતુ ત્યા આગળ પોપાબાઈનુ રાજ્ય નથી. મતલબ કે ઉદય આવે તેનો સમભાવે ભોગવી ક્ષય કરવો. નવા કર્મો ન બધાય તેની ખૂબ સાવચેતી રાખવી પ્રથમની ચાર દષ્ટિમા શુદ્ધિ કરવી, દ્રષ્ટારૂપે પ્રકૃતિથી અલગ બનવાની તાલીમ લેવી આમા ઉપયોગની બહુ જરૂર રહે છે

રાત્રે રોજ વિચારો આજ કમાયા શુ અહીં રે,
કરવાનાં શાં કાર્ય જ કીધાં! અણ કરવાના શાં તજી દીધા?
લાભ ખોટમાં વધેલ બાજુ છે કઈ રે રાત્રે.

હમેશા પોતાના આખા દિવસનો રોજમેળ તપાસતા શીખવુ જોઈએ ભલાઇ, બદલાની ઇચ્છા વિના પરોપકાર, દાન, સેવા કે સત્ય એમાનુ કેટલુ થયુ ' સત્સગ તથા શ્રવણથી શુ મેળવ્યુ ! એકંદર આજે જમા પાસે કેટલું આવ્યુ છે ? ક્રોધ, ઈર્ષા, અભિમાન, વાસના કે વિકારો એમાનું કેટલું ઉધાર બાજુ ગયુ છે ? એ બન્ને ઓળખતા થશો અને ક્રમપૂર્વક એકએક ભૂમિકાને વટાવતા જશો અને એ રીતે મિત્રા, તારા, બલા, દીપા, પછી આત્મદર્શન કરાવનાર સ્થિરા, કાન્તા, પ્રભા અને પરા એ બધી દષ્ટિઓ વટાવીને સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થશો. ત્યાં તમારા અનત કાળના ઇચ્છેલા ઇષ્ટની પ્રાપ્તિ થશે. આ પ્રમાણે સાવથી નગરીમા કોષ્ટક વનમા બિરાજમાન શ્રમણકેશી-મહારાજે ચિત્તના પ્રશ્નના ઉત્તરમા ચિત્ત અને ઉપસ્થિત થયેલી બીજી જિજ્ઞાસુ જનતાને આ ઉદ્ગારો કહ્યા.

ચિત્ત તો વચને વચને આ ઝરતું 'અમૃત' પીને ભારે આનંદ પામ્યો. સાક્ષાત્ પરમાત્માનાં દર્શન થયાં હોય તેવો એને ભાસ થયો. જાણે જિંદગીભર અહીંથી ન ખસવાનું હોય તો કેવું સારું ? એમને એમ થયું કે જૈનશાસનની આ અણમોલ સંતવિભૂતિના સમાગમથી એ જૈનશાસનનો ઉપાસક આજથી વધુ દૃઢ થયો. હવે તેને ચોક્કસ લાગ્યું કે:—પ્રદેશી જેવા મહારાજાના હૃદયના ગાઢ તિમિરમાં આ સંતના હૃદયની એક જ ચિનગારી પ્રકાશ ફેલાવી મૂકશે. માટે વિના વિલંબે આ યોગ સાધવાનો નિશ્ચય કરી એ ઊઠ્યો અને ભાવપૂર્વક નમસ્કાર કર્યા, ભાવપૂર્વક પોતે શ્રાવકનાં વ્રત આદર્યાં અને ગુરુને શ્વેતાંબિકા ભણી પધારવાની આજીજી કરી સાવથીંનગરીના પોતાના નિયત થયેલા આવાસ ભણી વળ્યો. આંખમાં પ્રેમાશ્રુ હતાં, મન કેશીમુનિના ચરણે ચોંટ્યું હતું, પગલાં મંદ મંદ પડતાં હતાં.

# પ્રદેશીનું ઉત્તરાર્ધ જીવન

## [ પ્રવચન પંદરમું ]

'આ તે સ્વપ્ન કે સત્ય!' 'પ્રદેશી સંતના દર્શને' શ્વેતાંબિકાના નાગરિકોને આજે ભારે આશ્ચર્ય જણાયું.

વાત એમ બની હતી કે ચિત્ત જેની કાગડોળે રાહ જોતા હતા અને ચિત્ત તરફથી કેશી મહારાજ પધારે તો કેવી વ્યવસ્થા કરવી તેની વનપાલને ભલામણ અપાઈ હતી, તે કેશી શ્રમણ અપ્રતિબદ્ધ ભાવે વિચરતા વિચરતાં શ્વેતાંબિકાના મૃગવનમાં પધાર્યા હતા. વનપાલકે ચિત્તને ખબર આપી. સહર્ષ એક મુગટ વર્જી શરીર પરના બધા અલંકારો વનપાલને વધામણી બદલે આપી, પ્રસન્નચિત્તે ચિત્ત વંદન કરવા ગયો અને પ્રદેશીને કોઈ પણ બહાને કેશી મુનિ પાસે લાવવાનો સંકેત કરી ગયો. ફરવાને બહાને નીકળેલા એ મૃગનામના ઉદ્યાન તરફ ચિત્ત અને પ્રદેશી જઈ ગ્યા હતા.× સ્થાન નજીક આવ્યુ. ઘોડા છોડ્યા. ગાડીમાથી ઊતરતા હજારો માણસોની મેદનીમા વચ્ચે

× શ્રી 'રાયપસેણીય સૂત્ર'મા કંબોજ દેશના ઘોડાની પરીક્ષાના બહાને ચિત્ત પોતે પ્રદેશીને જે તરફ શ્રી કેશી શ્રમણનો નિવાસ હતો તે તરફ લઈ જાય છે અને રાજા ગરમી તથા થાકથી કંટાળી વિશ્રામ લેવા ઇચ્છે એ તક જોઇને આ જ ઉદ્યાનમા ફેરવીને લાવે છે. અને એ રીતે પ્રદેશી અને કેશી શ્રમણનો ભેટો થાય છે. એ બીના અનિવાર્ય ઉપયોગી ન લાગવાથી અહીં લીધી નથી.

પ્રતિભાશાળીની ચમકતી પ્રતિભા દીઠી. ચિત્તને પૂછતાં એ સંતની પિછાણ કરાવી, અને ત્યાં જવા સૂચન કર્યું. બન્ને ત્યાં ગયા. ચિત્તે વારંવાર મસ્તક નમાવી વંદન કર્યું. પ્રદેશી રાજા ને નમે? આ મુડામાં ચિત્ત શું ભૂલી ગયો કે મોટાં પ્રયત્ને ફરી મને નાદર અહીં સુધી ખેંચી લાવ્યો છે અને આટલો નમન કરી રહ્યો છે, પણ ફિકર નહિ આજે હું તેને બતાવી દઈશ. આમ મનમાં બબડીને તે પવિત્ર ભણી વળ્યો અને મોંની મેદનીમાં મોં વાંકું કરી ચિત્તે બનેલી જગ્યાએ બેસી ગયો.

વાતાવરણની અસર

બની ગયો. મારી છૂપી વાત એમણે શી રીતે જાણી ? એને ભારે આશ્ચર્ય થયું અને શરમિંદો થઈને હકાર ભણ્યો.

'મહાનુભાવ! એમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી.' આ સાંભળ્યા પછી હવે પ્રદેશીનું મૌન છૂટી ગયું. મન મોકળું કરી ભક્તિભાવે તે બોલ્યો: 'ક્ષમા કરો. સાધુસંન્યાસી પ્રત્યે મને મૂળથી જ ભારે નફરત હતી, એટલે આપના પ્રત્યે પણ મેં આવું જ વર્તન રાખ્યું. આપની પ્રતિભાએ મારામાં ઊંડી અસર ઉપજાવી છે અને આપના પ્રત્યે ભારે આદર થાય છે. ઓ ચમત્કારી પુરુષ! મને તમો એ તો કહો કે તમે કહ્યા વગર મારી છૂપી વાત કેમ જાણી?'

'પ્રદેશી! એ કોઈ જાદુ કે ચમત્કારનો પ્રયોગ નથી અને એવા ચમત્કારના બળે થયેલી અસર ક્ષણજીવી જ હોય છે. ઇન્દ્રિયોથી છૂપી વાતને તું છૂપી જાણતો હતો, પણ પાંચ ઇન્દ્રિયોથી પર રહેલા મનથી તારી વાત છૂપી નહોતી. મન પોતે મૂર્ત છે અને મનથી દેહમાં ઊઠતાં આંદોલનો પણ મૂર્ત* છે. એ સર્વત્ર વિસ્તરે છે જેમ વાણીનાં આંદોલનો જગતમાં વિસ્તરે છે તેમ મનનાં આંદોલનો સર્વત્ર પ્રસરે છે. એને જાણી શકે એવા જ્ઞાની હોય તે એને જાણી શકે છે, જો કે એ અત્યંત સૂક્ષ્મ છે. પણ એ સૂક્ષ્મથી પણ પર રહેલો આત્મા એ સૂક્ષ્મને જાણી શકે છે. જેનો જેટલો વિકાસ તેટલું તે જાણી શકે. મનુષ્યના માનસિક વિચારોને ગમે તેટલા દૂર રહીને પણ યથાર્થ જાણી શકે એવા આ જ્ઞાનને જૈનાગમો મન:પર્યાયજ્ઞાન કહે છે. ઇન્દ્રિયાદિ વિષયોથી પર થઈ ભાવના જગતમાં નિર્મળ મન જ્યારે સમતાની ભૂમિકા પર સ્થિર જાગૃતિ પામે છે, ત્યારે આ જ્ઞાન સંયમની ભૂમિકા પર સાધના કરનાર સાધકને થાય છે. જેમ હવાનાં મોજાંમાં અવાજ તો દરેક સ્થળે વ્યાપે છે, પણ જ્યાં રેડિયો તૈયાર હોય ત્યાં જ ખેંચાઇ આવે છે. મનના પરમાણુઓ તો બધે સ્થળે ફરી

*જેમ ઇન્દ્રિયજ્ઞાન ઇન્દ્રિયો દ્વારા થાય છે તેમ મનોવિજ્ઞાન મનદ્વારા થાય છે.

વળે છે; પણ મનઃપર્યાયજ્ઞાન ધરાવતા જ્ઞાની તેને ઝીલી શકે' પોતાની માન્યતા પ્રદેશીએ જણાવી કે મેં અનેકવાર ચોરોના ટુકડા કરી તપાસ કરી છે. લોખંડની કોઠીમાં પૂરી પરીક્ષા કરી છે. અનેક પ્રયોગને અંતે મારી ખાતરી થઈ છે કે મારી માન્યતા પ્રમાણે જીવ અને કાયા એક જ છે. મારા ઘણા અનુભવને અંતે મને મારી માન્યતા સાચી જણાય છે કે શરીર ને જીવ જુદા નથી

ગુરુ બોલ્યા — પ્રદેશી! તારા બધા પ્રયોગો સ્થૂળ મૂર્ખાઈ ભરેલા તેમ જ અવ્યવહારુ હતા. આત્મા ઇન્દ્રિયોથી ન દેખાય તેવો સૂક્ષ્મ છે. તારા પ્રયોગો પોકળ હતા એ વાત પ્રદેશીના દિલમાં ઘણા પ્રશ્નોત્તર દ્વારા સ્થાપિત કરાઇ અને ઘણા કાળની તેની ભ્રમણા દૂર કરી સંશયોનું છેદન કર્યું નવો જ પ્રકાશ તેનામાં પ્રગટાવ્યો. નહિ સમજેલ સમજ્યો. વસ્તુસ્વરૂપનું યથાર્થ ભાન કરાવ્યું.

પ્રભો! આજ સુધી હું તો એમ જ માનતો હતો કે શરીર અને જીવ એક જ છે. પાંચ પ્રકારનાં મહાભૂતોના સંયોગથી એક એવું તત્ત્વ બને છે કે જે ખાય છે, પીએ છે, ભોગ ભોગવે છે અને એ મહાભૂતો વિખરાઈ જાય કે તુરત એ તત્ત્વ લય પામે છે પણ જો એમ જ હોત તો મારી છૂપી વાત આપ કેમ જાણી શકત! એટલે મને લાગે છે કે શરીર કરતા જીવ જુદો હોવો જોઈએ. પ્રદેશી જાણે નવો જન્મ પામ્યો હોય એવો બનવા લાગ્યો—ઊંડે ઊંડે અંતરમંથન થવા લાગ્યું અને જિજ્ઞાસા વધવા લાગી. *

'મહાત્મન્! એ જીવ અને મન તો એક જ વસ્તુ ને!'

"પ્રદેશી! જો મન જડ છે અને જીવ ચેતનવંત છે મન મૂર્ત છે, જીવ અમૂર્ત છે. જીવ સ્વામી છે, મન સેવક છે એ બન્ને એક કેમ હોઇ

* રાયપસેણીમાં પ્રદેશીએ કેશી મહારાજને તેર પ્રશ્નો પૂછ્યા અને તેના જવાબો આપી નિરુત્તર કર્યાનો અધિકાર છે, તે અત્રે આપ્યો નથી, પણ ટૂંકમાં સાર જ આપેલ છે

શકે ? બન્નેના સ્વરૂપમાં, સ્વભાવમાં, લક્ષણમાં ફેર છે. શરીર અને મનદ્વારા આત્મા પ્રવૃત્તિ કરે છે. શરીર અને ઇન્દ્રિયો એ સ્થૂળ યંત્રો છે. મન, પ્રાણ એ સૂક્ષ્મ છે. જાણવાનો સ્વભાવ જીવનો છે; જડનો નહિ. જીવ સર્વ ક્રિયા જડના ( શરીર–મન–પ્રાણ ) સહચારીપણાથી કરે છે. એટલે જ્યાં સુધી જીવ કર્મબદ્ધ છે, ત્યાં સુધી મનદ્વારા જાણે છે. એટલે જેનો જાણવાનો સ્વભાવ છે, તે જ જાણી શકે છે." "ત્યારે જાણી શકે છે તેને જ જ્ઞાનીજનો આત્મા કહે છે ?" "હા એ જ આત્મા. જે અમર અને નિત્ય છે." હં, બરાબર સમજ્યો. મનથી પણ આત્મા-ભિન્ન છે ત્યારે આપે જે જાણ્યું તે આત્મબળથી જાણ્યું ખરું ને ?' 'એ આત્મા આટલું બધું જાણી શકે ?' પ્રદેશી ઓગળતો હતો, ચકોરની જેમ એ મુનિના મુખચંદ્ર સામે જિજ્ઞાસુ–વૃત્તિથી તાકી રહ્યો.

મુનિ કહે છે :—

'રાજન્ ! આત્માના જ્ઞાનની અવધિ નથી. સર્વ જીવ પાસે સત્તામાં એ અનંત જ્ઞાન પડ્યું છે. મનુષ્ય પાસે તો એને પ્રગટ કરવાનાં સાધનો પણ છે. મનઃપર્યાયજ્ઞાન એ તો એની એક મર્યાદિત કક્ષામાત્ર છે. જ્યારે મૂળ જ્ઞાનનો પડદો છેક ઊંચકાઇ જાય ત્યારે જે જ્ઞાન થાય છે, તે કેવળ જ્ઞાન કહેવાય છે. કેવળજ્ઞાનમાં માત્ર મૂર્ત જ પદાર્થો નહિ, પણ અમૂર્ત પદાર્થોય જાણી શકાય છે'. અર્થાત્ એક સૂક્ષ્મ અણુથી માંડી સર્વ લોકના સ્વરૂપને સંપૂર્ણપણે મૂર્ત તેમજ અમૂર્તને પણ જાણી અને દેખી શકે.

'અહો ! એ સંપૂર્ણ જ્ઞાન શી રીતે મળે ?'

શક્તિનો બધો પ્રવાહ આત્મશોધનમાં વપરાય ત્યારે ક્રમે ક્રમે આવરણો ખસતાં જાય છે અને તેમ તેમ અગાઉ કહ્યા મુજબ કક્ષા પ્રમાણે જ્ઞાન વધતું જાય છે. જ્યાં લગી કર્મનાં આવરણો હોય ત્યાં લગી મૂળ જ્ઞાન દબાઇ રહે છે.

પ્રદેશી તો વચને વચને નવું અનુભવતો હતો. એણે કહી જ

પ્રભુ! અજ્ઞાનને કારણે મોહ, અને મોહનું કારણ કર્મ. વળી કર્મનું આવરણ તે અજ્ઞાન અને અજ્ઞાનથી આધિ, વ્યાધિ અને ઉપાધિમય સંસાર છે. આ વાત તો આપે અગાઉ કહી છે. એ પરથી પુનર્જન્મ છે એ વાત તો સમજાય છે. પુનર્જન્મનું કારણ અજ્ઞાનભરી વાસના એ પણ સમજાય છે અને વાસનાના (કર્મ)ક્ષયથી મુક્તિ એટલે મોક્ષ છે એ વાત પણ સમજાય છે. પરંતુ જીવને હલકી કે ઊંચી કોટીમાં પરવશપણે લઈ જવાની વ્યવસ્થા કોણ કરે છે? આ સ્થૂળ શરીરની અંદર તેજસ ને કારમણ નામનાં બે સૂક્ષ્મ શરીરો છે તેનું ઘડતર જીવે જે યોનિમાં જવા યોગ્ય બનાવ્યું હોય તે ગતિમાં ખેંચાય છે. એમાં ઇચ્છા અનિચ્છાનો સવાલ નથી, પણ સજાતીય પરમાણુને સજાતીય પરમાણુ ખેંચે એવો નિયમ ઉપર છે. અને ખેંચાઇને કર્મ પાછળ જવામાં જીવની મોહદશા કારણભૂત છે. એટલે વ્યવહારદૃષ્ટિએ કર્તા અને ભોક્તા જીવ પોતે જ છે, બીજો કોઇ નહિ અને નિશ્ચયદૃષ્ટિએ આત્મા પોતાના ભાવનો કરતા છે ને એ વિભાવ દશાવાળા આત્માને લીધે કર્મનો કર્તા કર્મ છે. જડ સાથે જડનો બંધ પડે છે છતાં વિભાવપરિણત આત્મા એમા મારાપણું આરોપિત કરે છે, એટલે બંધાવું, ઉદાવુ, ભેદાવું, જન્મવું, મરવું, દુઃખી થવું, 'સુખી થવું એ બધું આરોપણ કરે છે.—આરોપણ એટલે પ્રકૃતિના બધાં કાર્યો એ મારાં કાર્યો છે એ ભાવનું આરોપણ કરે છે. (વળી ચિત્ત પૂછે છે) હે હૃદયવલ્લભ! જીવ જ્યારે શરીર છોડે છે ત્યારે એ એકલો જ જાય છે કે એની સાથે કંઇ હોય છે? શરીર ઉપર અને સંબધીઓ ઉપર તો એને મોહમમતા બહુ હોય છે, છતા એ બધાંને છોડીને એકલો કેમ જાય છે?'

'જિજ્ઞાસુ ચિત્ત! જીવ સ્થૂળ શરીર તજે છે, પણ સૂક્ષ્મ શરીર એની સાથે મોહદશા યુક્ત હોય છે. સૂક્ષ્મ શરીરને સ્થૂળ શરીર સિવાય ગોઠતું નથી, અર્થાત્ રહી શકતું નથી એટલે તે પોતાના જે જાતના સંસ્કાર, જે જાતનું ઘડતર, જ્યાં ખેંચાણ હોય ત્યાં સૂક્ષ્મ શરીર સાથે ચાલ્યો જાય છે.

મનુષ્ય તીર્યંચ, નરક, અને દેવ એ ચાર ઉત્પન્ન થવાના મુખ્ય સ્થળો છે. એ ચારેના પેટાં વિભાગ અનેક હોય છે. જે વિભાગને યોગ્ય જીવ હોય તે યોનિમાં ઉત્પન્ન થાય છે. અર્થાત્ ત્યાં (તે યોનિમા) ગોઠવાઈ જાય છે અને અનુકૂળ થઇ જાય છે. પૂર્વની લાયકી સામગ્રી પ્રમાણે તે યોનિમાં શરીરાદિ પ્રાણને ધારણ કરે છે જન્મ્યા પછી તે જીવ સૂક્ષ્મ શરીરની સામગ્રીને આધીન જીવવૃત્તિ હોવાથી જૂના સ્થૂળ શરીરનો ઋણાનુબંધ પૂરો થયે એને ઇચ્છા કે અનિચ્છાએ તજવુ જ પડે છે.' આમ જ્યાં સુધી વાસનનો નાશ ન થાય ત્યા સુધી જન્મમરણની અર્હટ ઘટિકાનો અંત નથી આવતો

પ્રદેશી આ બધી ચર્ચા સાંભળી રહ્યો હતો કેશી શ્રમણે એની દશા જોઈને મીઠી દૃષ્ટિએ એના તરફ જોયુ. કેમ પ્રદેશી! કાંઈ સમજાય છે? શરીર, મન અને પ્રાણ એ સર્વથી આત્મા ભિન્ન છતા અભિન્ન રૂપે દેખાય છે. એ ભ્રમણા કાઢી, એ પ્રકૃતિનો દ્રષ્ટા સાક્ષી, નિયતા, ભર્તા અને પછી સ્વામી થવાનું છે.

"દયાળુ! આપે કહ્યું 'હજુ તારા હાથમાં બાજી છે!' તો કૃપાનિધાન! કહો હવે મારે મારી પ્રકૃતિના સ્વામી થવા માટે શું કરવું? કયા માર્ગે જવુ? શું આચરવું? શું જાણવું? શું તજવું? એ મને કૃપા કરીને સમજાવો."

પ્રદેશી! વખત બહુ થોડો છે, કામ ઘણું કરવાનું છે અને તે તારી શક્તિની બાજુ એવી પૂરેપૂરી ખૂની ગઇ છે કે તું બધુ કામ પાર પાડી શકીશ, પણ તારે તારી શક્તિના પ્રવાહની દશા છેક જ પલટી નાખવી પડશે.

"ઓછી આવરદામાં તારે કામ ઘણું કરવાનું છે, મહાશ્રમા રાખીને તારે પર હાથે મરવાનું છે કરેલાં પાપનાં કાદવથી, નિજ હાથે તરવાનું છે; અર્પી તન, મન, ધન પ્રભુને ચરણે, ધ્યાન પ્રભુનું ધરવાનું છે."
સૌથી પ્રથમ તો તારે તારી બધી ભૂલોનો જાહેર એકરાર કરવો પડશે

અને અત્યાર સુધી બીજાને મારી પોતાના આત્માને માર્યો છે. એટલે હવે બીજાને હાથે મરી આત્માને જિવાડવો પડશે. પ્રદેશી ! પ્રદેશી ! ઘણાંને કોઠીમાં પૂરી ગુંગળાવ્યાં, ઘણાંને પાણીમાં ડુબાડીને માર્યા, ઘણાને ભીંતમાં ચણ્યા અને ભાલાની અણીએ હણ્યા. હવે તો એ જ વીરતા તારી વૃત્તિને હણવા માટે વાપરવાની છે. હવે તારાં મહા-અપમાનો થશે, તારાં પોતાનાં જ સ્નેહીજનો તારા પર સિતમ ગુજારશે. એ બધું મૂંગે મોઢે સહન કરવાનું છે. આ બધી મુશ્કેલી પોતાની ને પરની ખરી પિછાણ ન થઇ હોય ત્યાં સુધી છે. પછી એવી મુશ્કેલી નથી. સમજ્યો ! "

" એ તારણહાર ! તારો, જગબેલી ! શરણું આપનું છે." આપ કહેશો એમ કરવા તૈયાર છું. મારું અજ્ઞાન દૂર કરો. આ પાપપંકમા ખૂંચી ગયેલનો ઉદ્ધાર કરો

પ્રદેશી ! જીવ પોતે જ પોતાને તારી શકે. એ જો તૈયાર ન હોય તો બીજાં બધાં નિમિત્તો નકામાં. માટે તારે જાતે જ તૈયારી કરવાની છે. હું તો તને માર્ગ બતાવું. ભૂલો સમજાવું. શુદ્ધિનો ઉપાય બતાવું. એને શ્રદ્ધાપૂર્વક આચરવું તારું કામ છે.

' ફરમાવો પ્રભો ! '

એક તો તને સહનશીલતાના પાઠની વાત કહી. બીજી સમર્પણ-ભાવની છે. સત્યના હોકાયંત્રને બરાબર રાખી તું શ્રદ્ધાની નૌકામાં સમર્પણ અને સહનશીલતાનાં હલેસાં મારી આ સંસારસાગરમાં નિર્ભયતાથી ચાલ્યો જજે. ઘણી કડવીમીઠી મુશ્કેલીઓ આવશે. પણ ડરીશ નહિ.

**સમર્પણભાવ :**

પ્રદેશી ! અર્પણભાવ એ જીવનની અનોખી રસ લહાણ છે. અહંવૃત્તિ માટે જ્યારે પોતાની અને પરવસ્તુની પિછાણ થાય છે ત્યારે જ સાચી રીતે બધું અર્પી શકાય છે. જીવનના પાયાની વસ્તુ જ

એ છે. કુદરત પાસેથી મેળવેલ વસ્તુઓને જીવે પોતાની માની મમત્વ કર્યો છે. સર્વ કુદરતનું છે. તું તેને અર્પીને રમણિક થજે; સહીને કુંદન થજે. હૃદયશુદ્ધિ થશે એટલે તારા જીવરૂપી 'નેગેટીવ' અને પ્રભુરૂપી 'પોઝીટીવ'ના છેડા મળીને પરમ જ્યોત પ્રગટશે.

પ્રદેશા ! રમણિક થજે.

રમણિક તું રહેજે, હવેથી રમણિક તું રહેજે;
દીધેલા દુઃખના બદલામાં, સુખ સહુને દેજે. હવે રમણિક

પ્રભો ! રમણિક કેવી રીતે થવું ?

સાંભળ, જે બાગમાં વિવિધ ફળોથી લચી પડતાં મહાવૃક્ષો હોય, ફોરમ ફોરતાં ભાતભાતનાં ફૂલો હોય, દ્રાક્ષના મંડપો હોય, મીઠા પાણીના કૂંડા ભર્યા હોય, બેસવાની મનોહર બેઠકો હોય, જાતજાતના લોકોનો રસમેળો જામ્યો હોય, સુંદર પક્ષીઓ મધુર કલ્લોલ કરતાં હોય તે બાગ કેવો રમણિક લાગે ?

કારણ કે વૃક્ષોની છાયા અને ફળ, ફૂલ, પાનનો એમ બધા પ્રકારે એ બગીચાનો લોકો ઉપયોગ કરે છે, તે જ પ્રકારે જે અર્પતો હોય, બધું કુદરતનું સમજી કુદરતના અર્થે જગત મારો ઉપયોગ કરે, એમ સમજી સેવા કરતો હોય, જીવોને છાયારૂપ હોય તે માણસ કેવો રમણીય લાગે ? પણ જે બાગની વસ્તુ બીજાને ખપ ન લાગે, એવા પ્રકારનો બાગ શુષ્ક બની જાય, તે બાગ રમણીય મટી અરમણીય બને છે. તેમ સાધન મળવા છતાં જે મનુષ્ય મૂઢ સ્વાર્થમાં રચ્યો-પચ્યો રહે અને કોઈને આરામરૂપ ન બને, તો તે ભલે તેવો રૂપાળો કે દોલતવાળો હોય પણ તે શા કામનો ? વળી જો ગેરહીનો વાદ પિવાતો હોય અને ગોળ નીકળતો હોય ત્યારે કેવો રમણિક લાગે ! કારણ કે મજૂરોને ગોળ મળે, રસ પીવા મળે, શેરડી મળે. પણ એ જ ળ ધામાં આવે ત્યારે ! તેમ જ્યારે માણસ 'અહો શું આપી દઉં' !"

એવા ઉદાર ભાવમા હોય ત્યાં લગી જ રમણિક લાગે એ ભાવ ગયો એટલે ખેલ ખલાસ ! ખળામા અનાજ હોય ત્યા લગી ખેતુ કેવુ સુંદર લાગે, કેમકે એ વખતે ઘણા માણસો, પશુઓ પક્ષીઓ, લાભ ઉઠાવતા હોય છે, પણ એ અનાજ કોઠીમા ભરાયુ એટલે એવી સુંદરતા ન રહે. એકૂલ ગમે તેવો ઉદાર હોય, પણ ખળાની ઉદારતા ધનમા ન રહે પ્રદેશી ! તું તો સદાય રમણિક રહે, જે તે ઘણા પ્રાણીઓ પ્રત્યેનો ન્યાય કરી લાભ ઉઠાવ્યો છે તેનો વિચાર કરજે

પ્રદેશી તો અમૃતથી ભીંજાઇ ગયો એણે કેશીશ્રમણને વારંવાર નમીને દઢ સકલ્પ કર્યો, 'દેવ ! આપે તો માટીમાંથી મનુષ્ય બનાવ્યો છે અહો કેવી નિર્બીજ કરુણા ! દયાદષ્ટિ રાખજો જ્યારે જ્યારે ગૂંચાઉં ત્યારે આપનુ જ સ્મરણ કરીશ પ્રભુ ! હજુ તો આ પામરને આપે એકડો ઘૂંટાવ્યો છે એટલે ગોથુ ખઉં તો બચાવી લેજો, મારી નાવ આપના હાથમા છે '

પ્રદેશી ! એકડા પછી બગડાની દિશા આપમેળે સૂઝે છે. તને જ તારી સૂઝ ધીરે ધીરે પડતી જશે માત્ર અખૂટ વિશ્વાસ, દઢ નિશ્ચય અને નમ્ર પુરુષાર્થ જોઇએ અને તેમાનુ ઘણુ તારી પાસે છે માત્ર સાવધાન રહેજે

કેશી મુનિ પાસેથી ખસવુ ગમતું ન હતુ પણ કાયમ સાથે રહેવા જેટલી ભૂમિકા પણ ન હતી, છતા એકવાર પોતાના સદ્‌ગુરુ બ કચેરી મડળ સહિત આવી ગુરુ સમક્ષ પોતાના પાપોનો એકરાર અને ગુરુનો ઉપકાર માનવાની ઇચ્છા રાખીને ચિત્ત અને પ્રદેશી બન્ને ઊઠ્યા. ચિત્તની ધારણા ફળેલી જોઇ એના આનદનો પાર નહોતો. પ્રદેશી નવી દુનિયામા આવી પડ્યો હતો નગરમા આવી ગુરુવદનની તૈયારી કરી અને મોટા દમબાપૂર્વક ધામધૂમથી અત પુર સહિત મૃગવન તરફ પ્રયાણ કર્યું વિધિપૂર્વક વદન કરી ગુરુ સમક્ષ ઊભા થઇને પશ્ચાત્તાપપૂર્વક બોલે છે

( રાગ : લાવણી. ઢબ. મુજ ઉપર ગુજરી. )

આ અંતર ઘટમાં, આનંદ જળ ઊભરાયે,
સાગરનું પાણી, ગાગરમાં ન સમાયે. (૧)
અંજન કરી આંખે, નિર્ભય સ્થળ નિરખાવ્યું;
આ કુટિલ મતિને, અપૂર્વ ભાન કરાવ્યું. (૨)
દિલમાં પ્રગટાવી, ગુરુએ જ્ઞાન દિવાળી,
કરુણા કરી કાઢી. કર્મ રેખ મુજ કાળી. (૩)
હું કાળાં અહોનિશ, નીચ કામ કરનારો,
હાથે કરી પરના, પ્રાણ તણો હરનારો. (૪)
મહાભ્રષ્ટ રચી વ્યવહાર, પેટ ભરનારો,
કરી અઘોર પાપો, આનંદે ફરનારો. (૫)
અતિ અંધ બનીને, અધર્મને આચરતો,
નહિ કરવા જેવાં કામ, હામ ધરી કરતો. (૬)
કરી દુષ્ટ કાર્ય ને દોષ થકી નહિ ડરતો,
હું અહર્નિશ અન્યાય વિષે પગ ભરતો (૭)
હું ધર્મ કર્મને, ઢોંગ સદાય સમજતો,
ત્યાગી કોઈ સંત મહંત, દુષ્ટ ગણી ત્યજતો. (૮)
આ અધમ નરને, ગુરુ વિણ કોણ ઉગારે ?
બૂડેલ નષ્ટને તરણ વિણ કોણ તારે ? (૯)
સદ્દગુરુ વિણ સ્નેહે, અવર કોણ સમજાવે ?
મુક્તિનો મારગ, ગુરુ વિણ કોણ બતાવે ? (૧૦)

ગુરુ પાસે ગદ્દગદિત કંઠે પોતાની ભૂલોનો એકરાર અને પસ્તાવો કરીને કહ્યું કે આજથી માગ ગાત્મની સર્વ આવકમાંથી

પચીસ ટકા લોકહિતાર્થે આપ સમક્ષ મારે વંશપરંપરા આપવના નિર્ણય કરું છું. સિવાય કે મારી પ્રજા સમક્ષ મારા નિર્ણયો જણાવી ઋણમાંથી હળવો થઇશ. કેશીના ગુરુબોધ સાંભળીને વ્રતો આદરી, વંદન કરીને વળ્યો.

પ્રદેશી એ રીતે ફરીને ઘર ભણી આવ્યોઃ એક તો કેશી શ્રમણના દર્શન પામીને ઘર ભણી વળ્યો અને બીજું નવીન વિચારધારા પામીને પોતાના આત્મમંદિર ભણી વળ્યો.

## પ્રદેશીનો હૃદયપલટો

પ્રદેશીમાં એક મહાગુણ તો સ્વભાવસિદ્ધ હતો. ઝટકો દઈ ને કોઇ નવી વાત ઝાલે નહિ અને ઝાલે તો મૂકે નહિ. દૃઢ નિશ્ચય અને વજ્ર સંકલ્પ તો જાણે એના જ. એને ઊંડે ઊંડે પોતાની માન્યતામાં વિશ્વાસ ન હતો એથી જ તે શરીરથી જીવ ભિન્ન છે કે નહિ એની જ એ તપાસ કર્યા કરતો પણ અત્યાર સુધી ન પોતાની તપાસથી સંતોષ થયો, તેમ ન કોઇ એના સંશયોને છેદનાર જ્ઞાનીનો ભેટો થયેલ.

ભૂમિકા તૈયાર હતી, શક્તિ અમાપ હતી. સ્થિતિ પાકી ગઈ હતી અને યોગ્ય ખેડનાર મળ્યા એટલે જ આટલો તત્કાળ હૃદયપલટો થયો. એમણે પોતાની આમ પ્રજાની એક જાહેર સભા બોલાવી મોટો દરબાર ભર્યો અને પોતાનાં બધાં પાપોનો એકરાર કરી ભાવિ માર્ગની રૂપરેખાની જાહેરાત કરી.

## પ્રાથમિક પગલું

(૧) એણે પહેલું એ લીધું કે પ્રજા ઉપરના કરવેરા શક્ય તેટલા ઓછા કર્યા પોતાની પેદાશનો ૧/૪ ભાગ ( પચીસ ટકા ) પ્રજાના સાંસ્કૃતિક વિકાસ માટે વાપરવાનો નિર્ણય કરી વંશપરંપરા લગી એ ધારો ચલાવ એવો શિલાલેખ મૂક્યો.

(૨) જાતે શિકાર ન કરવાની પ્રતિજ્ઞા લીધી. અને પોતાની હદમાં અમરપટહ વગડાવ્યો.

(૩) ગુનેગારો માટેનાં કેદખાનાંઓ સુધારી ત્યાં શિક્ષણ અને સંસ્કૃતિની પરબો માંડી.

(૪) પ્રજાપક્ષમાંથી યોગ્ય વ્યક્તિઓને ચૂંટી એમને પ્રાથમિક પ્રજાકીય હક્કો સોંપ્યા.

(૫) પોતાના પુત્રને રાજવહીવટ સુપ્રત કર્યો અને પોતે રાજધર્મ ચૂકવાથી જે પાયમાલી નોતરી હતી એનો ખ્યાલ આપી મૂળથી રાજધર્મ બરાબર જાળવવાની પ્રેરણા આપી. પોતે તો માત્ર નામના રાજા રહ્યો. આમ એક તરફથી રાજ્યાધિકારનો મોહ, સત્તાનો કેફ અને શિકારની લત છોડી અને બીજી તરફ પ્રજા પ્રત્યેનું વાત્સલ્ય. અંગત ચારિત્ર્યશુદ્ધિ. ઝીણામાં ઝીણી ઘટના પરત્વે પણ લાંબો વિચાર, આમ ક્ષણે ક્ષણ ગણીગણીને રોકવા લાગ્યો. એણે છઠ છઠનાં પારણાં (બે દિનના ઉપવાસ ને ત્રીજે દિન આહાર કરવો તે) તપ શરૂ કર્યું. અને જીભને મૌન પળાવી. કેશી મહારાજે જે સાધનાનો પાઠ શીખવ્યો, તે પ્રમાણે બરાબર જાગ્રતપણે એકાંતવાસમાં ચિંતન અને મનનમાં રોકાવા લાગ્યા. સત્યની તાલાવેલી શું ન કરે?

પ્રજાને રામરાજ્ય મળ્યું. એમના સંતોષનો પાર રહ્યો નહિ. કુમાર પણ સંસ્કારી હતો. પિતાના હૃદયપલટાથી એને પણ કંઈક ટંડક વળી. પણ રાણી સૂર્યકાંતાનો ફફડાટ વધી પડ્યો. 'હાય આ શું? કેવી રસિકતા હતી ને આમ સુક્કા ખાખ કેમ થઇ ગયા? રાગરંગ, નાચમુજરો બધી રોનક ક્યાં ઊડી ગઇ? કેવા વિલાસવૃત્તિવાળા હતા ને હવે તો ખાતા પીતાંય બોલતા નથી. ...વાર આઘી પાછી જઉં તોય ન ગમે અને હવે તો 'મો' પણ જોતા ...યો બોલે છે તોય જાણે મીઠાશ રહી નથી. જરૂર પેલા સાધુએ કાંઈક ...ભૂરકી નાંખેલ છે. એનો જ આ વગાડ છે. માટે જાતજાતના

સાખી—આજ પછીથી એહ વિષયમાં કદી મને નહિ કહેવું,
સુખ ઊપજે તેમ સદા તમારે, રંજ વિના હવે રહેવું.
સહેવું સુખદુઃખને ચિત્ત ચાહે જો સુખને.

આ સાભળીને રાણી સતેજ થઈ ગઇ. કરવું શું હવે ? રે મુંડા ! મને શ ખબર કે આમ થશે, નહિ તો હું પહેલેથી બેટો થવા જ ન દેત. પણ હવે શુ કરવું ? ચેતીને ન ચાલત ? ખરેખર ભારે કામણ કર્યું ! કોઇ ઉપાય કામ જ લાગતો નથી.

પ્રદેશીનો રંગ કાચો હોત, તો તો તરત ઊપડી જાત. પણ એના હૃદયને પાકો રંગ લાગ્યો હતો. હાડેહાડમાં એ રંગ ઊતરી ગયો હતો. છેવટે એણે ટૂંકું ને ટચ કરી નાખવાનો નિરધાર કર્યો.

હવે સૂર્યકંતાએ જોઈ લીધું કે ઉપાય કરવા ફોકટ છે. હવે સમજાવ્યાથી પણ સમજે એમ નથી. એટલે ટૂંકું ને ટચ કરી નાખવું. આ દશા તો ભારી અમણ છે. નથી સહેવાતું અને નથી રહેવાતું ! 'મારા દીકરાને બોલાવીને એને હાથે જ ખલાસ કરી નંખાવું.'

**बलादसौ मोहरिपुर्जनानां ज्ञानं विवेकं च निराकरोति ।**
મોહરિપુ બળપૂર્વક માણુસના જ્ઞાન-વિવેકનો નાશ કરે છે. અહો મહામોહ ! જીવને ક્યાં ખેંચી જાય છે ? પ્રાણપ્યારા આંખના તારા કહી પ્રાણ પાથરનારી સૂર્યકંતા આજે ક્યાં જઈ રહી છે, એનું એને ભાન ન રહ્યું 'ગમ્રસી—પિશાચી વૃત્તિ ઘર કરે ત્યારે સારાસારનું ભાન માણુસ જેવો માણુસ પણ ભૂલી જાય છે. અહહહ ! પણ આટલી હદ સુધી એક પત્ની પતિ માટે ? એ કલ્પના જ કેટલી ભયંકર છે ?

રાણીએ તક શોધી એકાંતમાં પોતાના પુત્રને બોલાવી વહાલ ... કહ્યું કે બેટા ! મારા હૃદયમાં એવી અભિલાષા છે કે તારે ... થે રાજમુગટ ગાજતો હોય ને હું રાજમાતા કહેવાઉં ! તારો પિતા ... હવે સાધુડો થઈ ગયો છે. કેટલી બધી દોલત હતી તે ફના–

ક્રાંતિયા કરી નાખી. એ તો બીજા માંગશે અને મંગાવશે. દિવસ ફરી ગયો છે. મને તો બીજો કોઇ ઉપાય સૂઝતો નથી. અને તારું ભાવી મને દુભવે છે. એમ કહેતાં બે આંસુ પાડ્યાં. જો તું ઇચ્છતો હોય તો ઠેકાણે જ કરી નાખીએ !

દીકરો તો માતાની આ વાત સાંભળી દિગ્મૂઢ જ થઇ ગયો. ' મા ! મા ! તમે આ શું કહો છો ? બાપ પિતાને મારી નાખી હું ગાદી લઉં ? ' રાજવહીવટ તો પિતાજીએ મને ક્યારે જ સોંપ્યો છે. પોતે ખરો માર્ગ પકડી જીવન સાર્થક કરી રહ્યા છે, અરે મા ! પિતા માટે તમને આ કાતિલ કલ્પના કેમ આવી ? મને બહુ મૂંઝવણ થાય છે. હું માની શકતો નથી કે મારી માતા આ વાત મને સંભળાવી શકે ! શું એ સત્ય છે ?

**सपदि विलयमेतु राज्यलक्ष्मीरुपरि पतन्त्वथवा कृपाणधारा।**
**अपहरतुतरां शिरः कृतान्तो मम तु मतिर्न मनागपैतु धर्मात् ॥**

અર્થ—રાજ્યલક્ષ્મી હમણાં જ નાશ થાઓ. ધર્મકર્ય ભલે માથું કાપી લઈ જાઓ. મારા શિર પર તલવાર પડો, પણ હું કદી અધર્મ નહીં કરું. ઓ પ્રભુ ! પ્રભુ ! કહેતાં એણે લાંબો નિસાસો મૂક્યો.

તરકટ ! પિતાને મારી નાખી શું મારું જીવન ભ્રષ્ટ કરું ? ન્હ ન્હ કદી નહિ !

## રાણીએ ફેરવી તોળ્યું

સૂર્યકાંતાએ જોયું કે જાળ ખાલી ગઇ, છોકરો સમજે એમ નથી. એટલે એણે પાસો ફેરવી નાખ્યો. ' શાબાશ બેટા ! શાબાશ છે ! ' હું તો તારી પિતૃભક્તિની પરીક્ષા લેતી હતી કે તું રાજ્યલોભી હશે અને પિતાના આવાં પગલાંઓથી નારાજ હશે; એવો મને સંશય પડવાથી મેં આ પ્રપંચ રચ્યો હતો. તને ધન્ય છે, પુત્ર હો તો આવા જ હજો.'

કેવી આસુરી માયા! કેવા એનાં ચરિત!! કેવી નીચતા?

આ બોલનાર માતા સુર્યકાંતાના હૃદયમાં તો હળાહળ ઝેર ભર્યું હતું કેવી આસુરી માયા! કેવા એનાં ચારિત્ર્ય! હજુ તો એ જે કંઇ કરવાની છે તેનું માત્ર ક્ષેત્ર તૈયાર થાય છે! પ્રદેશીની શ્રદ્ધા आत्मैव ही आत्मनो बन्धुः आत्मैव रिपुरात्मनः એ પ્રતીતિ હતી જગતમાં આત્મા સિવાય બીજું કોઈ બૂરું કરનાર નથી, એની એને પાકી આસ્થા હતી એટલે એ પોતાના આત્માને નિરંતર સંબોધી રહ્યો હતો કે હે જીવ! તું ક્ષમાનો પાઠ એવો પાકો કરી લે કે તારી ક્ષમાનો કોઇ ભંગ ન કરે. બાળવા જેવું કાંઈ ન હોય ત્યાં આગના અંગાર હોલવાઈ જાય છે.

દૃષ્ટાન્ત—એક મહાત્મા જંગલમાં ઝૂંપડી બાંધીને રહેતા હતા. લોકો કહે એનામાં શાંતિ, ક્ષમા, નિર્મોહિતા અપાર છે. માણસ તો ખરો, પણ દેવ સમાન છે. એક માણસે એક રૂપિયાની હોડ મૂકી અને એની શાંતિ ભંગ કરાવી ક્રોધાવિષ્ટ બનાવવાનું બીડું ઝડપ્યું. આ બન્ને જણ મહાત્મા સમીપ ગયા અને જય સચ્ચિદાનંદ કરીને બેઠા. એકે કહ્યું, 'મહારાજ! જરા ગાંજાની ચલમ લાવો.' મહાત્મા કહે, 'મૈં ગાંજા નહીં પીતા.' 'ત્યારે તમાકુ આપો'. 'તમાકુ પણ મૈંને કભી નહીં લિયા.' પેલાએ કહ્યું, 'ત્યારે બાવો બનીને શું બેઠો છે. ધુતારા!' વળી ઉમેર્યું. 'મહા ઠગારો છે. મારો દીકરો ચાર વાર તો જેલમાં જઇ આવ્યો છે. ભાઇશ્રી! હું સાથે હતો. એને સોટા માર્યા હતા તે સોટાના જુઓ આ નિશાન છે. રાતે રામકીઓ આવે અને દિવસે મોટો સંત થઇને બેસે. હું તો અનુભવી છું. એના ભેગો રહ્યો છું.' એમ એણે તો ન કહેવાનાં વચનો કહ્યાં. ક્રોધ કરાવા માટે એના માબાપ બધાને ગાળોથી ઝાપટયાં ને છેવટે થાકયો. બધો ભંડાર ખાલી કીધો પણ વ્યર્થ. મહાત્મા! તો હસીને તરત જ કહ્યુ કે એક ભક્તને સક્કર કા પડિયા દિયા હૈ. વો પાનીમેં ડાલકર જરા પી લો, ભૈયા! થક

ગયે હોગે. પેલો માણસ પગમાં પડીને બોલ્યો, 'મને માફ કરો, મહારાજ! મેં આપનો બહુ અપરાધ કર્યો. આટલું કહેવા છતાં પણ આપને ક્રોધ કેમ ન થયો?

મહાત્મા બોલ્યા—"ભૈયા! જિસકી પાસ જૈસા ભાતા હોવે, વો વૈસા હી બતાવે. લેના ન લેના વો તો ગ્રાહક કી ઈચ્છાકી બાત હૈ. તુમ્હારે પાસ જો માલ થા વો તુમને બતલાયા મગર હમકો તો પસંદ નહીં હૈ." બન્ને જણ શરમિંદા થઈ ગયા મહાત્માએ કહ્યું, દૂસરે આદમીકી ગલતીસે અપને અંદર આગ ચેતાનેકી ક્યા જરૂર!

'ગુરુ મહારાજ ઉન્હોંને યહ શિખાયા હૈ કિ ક્રોધ કરના ઔર અપને બદન પર છુરી મારના દોનો બરાબર હૈ. ઈર્ષા કરના ઔર ઝહર પીના સમાન હૈ. તુમ્હારી ગાલીયાં ઔર તુમ્હારા દુષ્ટ વ્યવહાર હમેં કોઈ નુકસાન નહીં કરતા હૈ. આ સાંભળીને પેલો ખીજું ઝડપનાર હારી ગયો. પણ જે બોધપાઠ ભારી કિંમતે પણ ન મળે, તે એને સહેજે મળી ગયો. ચારિત્ર્ય જ મોટામાં મોટું શિક્ષણ છે. આટલું સમજાય તો બેડો પાર!

મહાત્મા સમજતા હતા કે કોઈ ગમે તે કહે કે બોલે, આપણને ઉપયોગી હોય તેટલું જ લેવું નકામો કચરો શા માટે ભરવો? જેને હું ભજી રહ્યો છું એ તો એવે સ્થળે છે કે જ્યાં કશી દુન્યવી અસર સ્પર્શી શકતી નથી. લોકો તો ખોખાને અમુક નામે ઓળખી તેને ગાળો આપે, પણ તે નામ તો નિમિત્ત માત્ર હોય, તે ખરો નામવાળો હોતો નથી. એ જ્ઞાનથી એના અંતરમા દ્વેષ પ્રગટયો નહિ.

પ્રદેશી રાજા ઉપર પણ સંતના સમાગમથી અને એમનાં વચન પ્રમાણે પ્રાણાંતે પણ ન ચળવાના નિશ્ચયથી એને જ્ઞાન થયું હતું એટલે મોહ મોળો પડયો હતો. સૂર્યકાંતા તરફથી કષ્ટો આવતાં ગયાં, તેમ તેમ તે ઊલટો પરિપકવ થતો ગયો.

કસોટી વિના કુંદન કેમ પરખાય? જેમ સુવર્ણકાર પ્રથમ

સોનાને ઘસે ને તપાસે, પછી કાપે છતાંય પાકી ખાતરી લેવા છેવટે તપાવે અને ટીપે ત્યારે 'સૌ ટચ' ગણાય. તેમ શ્રેયાર્થીમાત્રની વિકારના માર્ગમાં કુદરતી આવી કસોટી થાય જ છે.

કલ્યાણની કસોટી : છત્રપતિ શિવાજીના નામથી તો તમે જાણીતા છો. એમના ગુરુ રામદાસ સ્વામી હતા. રામદાસ સ્વામીને ઘણા શિષ્યો હતા. તેમાં કલ્યાણ એ ઉત્તમ કોટીનો હતો. પોતાના શિષ્યોની કસોટી કરવા માટે એક વખત પાકેલી કેરી લાવીને પગે બાંધી દીધી અને ઉપર ગોળ લગાડીને કપડાંનો પાટો વીંટાળ્યો. સવારે ઊઠીને મોટું ગૂમડું પાક્યું હોય અને ઘણું દરદ થતું હોય તેવો દેખાવ કરી શિષ્યોને બોલાવી કહ્યું કે એક રાતમાં આ (દુઃખ) વધી ગયું છે. અને એ જીવલેણ ગૂમડું તો એવી જાતનું છે કે એને નસ્તર મુકાય નહિ; પણ એક જ ઇલાજ છે. કોઇ ખરો ભક્તિભાવવાળો માણસ જો આખું ગૂમડું ચૂસી લે તો જ એ નરમ પડી જાય. પણ ચૂસનાર પર આફત ઊતરે. બધાય વિચારમાં પડી ગયા, પણ કલ્યાણ તો લાગલો જ ચરણકમળ પાસે આવ્યો. અને કહ્યું કે "લાવો હું ચૂસી લઉં, પ્રભુ! આપને શાંતિ થતી હોય તો હું મરવાને પણ ખુશી છું. એમાં મને ખૂબ રસ છે." રામદાસ સ્વામી કહે "તું અનેક આશાભર્યો યુવાન છે, તારું ભવિષ્ય ઊજળું છે, ઘણાં કામ કરી શકીશ. માટે એવી ઇચ્છા શા માટે કરે છે? પછી તો જેવી તારી મરજી. કલ્યાણ તો તત્પર જ હતો. એની તીવ્ર ઇચ્છા જોઇ ગુરુએ રજા આપી એટલે એણે તો ગુરુદેવનું ગૂમડું ચૂસવા માંડ્યું! પણ જેમ જેમ ચૂસે તેમ તેમ અંદરથી રસ નીકળે અને મીઠો લાગે. રામદાસ સ્વામી બોલી ઊઠ્યા "સાબાશ! શિષ્ય સાબાશ! કલ્યાણ હો! કલ્યાણ હો!" મૃત્યુના બદલે કેરીનો સ્વાદ અને આશીર્વાદની ભેટ મળી. પણ ક્યારે? માથું મૂક્યું ત્યારે. બધા શિષ્યો ઝંખવાણા પડી ગયા. પ્રસંગ ઊભો થાય ત્યારે જ ખરી ખબર પડે, બાકી મોંથી તો સહુ હાજી હા કરે.

## સુદર્શનનું શીલ

એ જ રીતે સત્ય, શિયળ, દયા, પ્રેમ, ઉદારતા વગેરે ગુણોમાં માણસની કસોટી થાય છે. અને તે સોનાની માફક ચારે પ્રકારે થાય. જૈન શાસ્ત્રમાં સુદર્શનનો એક સુંદર પ્રસંગ છે. તે ભગવાન મહાવીરનો બ્રહ્મચર્યલક્ષી ગૃહસ્થ સાધક હતો. એની કસોટી પણ એવી જ કડક રીતે થઇ હતી. મહારાણી અભયાએ લક્ષ્મી, ધન, વૈભવ અને માન વગેરેનું ઘણું પ્રલોભન બતાવ્યું. તેનું દેવાંગના જેવું રૂપ હતું, પણ સુદર્શન ડગ્યો નહિ. તે સમજ્યો કે ધર્મ ગયો એટલે મરી ગયો. માટે મારું બ્રહ્મચર્ય ખંડિત ન કરું. પછી મહારાણીએ તેને આળ નાખી પકડવાનો અને સૂળીનો ભય બતાવ્યો, પણ તેણે કોઇ વાતે માન્યું જ નહિ. તેને રાણીએ પકડ્યો, હાથ ઝાલ્યો, બેસાડ્યો, ઘણું સમજાવ્યો, વિનવ્યો અનેકાનેક—લાભહાનિના માર્ગો બતાવ્યા, વિકાર ઉપજાવવાના પ્રયોગો કર્યા પણ તે વિકારી ન જ બન્યો, તે ન જ બન્યો.

જેને હાડોહાડ સત્‌શીલના નિયમો પાળવાની રટના લાગી હોય તે જ આટલું ટકી શકે. છેવટે મહારાણીએ બૂમો નાખી. દોડો, દોડો કરી કોલાહલ જગાવી સુદર્શન પર ખોટું આળ ચઢાવ્યું. રાણીના ભારે પ્રપંચ અને શબ્દજાળથી રાજાને સુદર્શન દૂષિત જણાયો. છેવટમાં તેને સૂળીની શિક્ષા થઇ. સૂળી પર ચઢયો, પણ ડગ્યો નહિ. શાસ્ત્રકારો અહીં કહે છેઃ દૈવી પ્રભાવ વડે સૂળીનું સિંહાસન બની ગયું. પુષ્પોની વૃષ્ટિ થઇ. એ રૂપકનો સાર એ છે કે સુદર્શનને સૂળી કશી દુઃખદ અસર ન કરી શકી. અને અંતે એના સત્ય, શિયળ અને ભક્તિના પ્રભાવે પરિણામ એ આવ્યું કે એ વખત તેના ઉપર ફિટકાર કરનારા તે બધા ફરી ગયા. "હું નહતો કહેતો કે સુદર્શન એવી ભૂલ કદી પણ ન કરે. એ સાચો જ હતો તેથી એનો વિજય થયો. સુદર્શન ધન્ય છે તને! તારાં માતાપિતાને, તારા ધર્મને, ટેકને અને તારા સંકલ્પને.

આખરે મહારાજા સમજી ગયા કે આ રાણીનો જ પ્રપંચ છે. એણે જ સુદર્શનના રૂપમાં મોહાઈ આ કાવતરું રચ્યું હતું. સુદર્શનની આ સુંદર દશા જોઈ મહારાજાએ બહુ માનપૂર્વક કહ્યું, 'તું જે કહે તે આપવા તૈયાર છું.' સુદર્શન કહે, "જેને મેં મા કહી છે તેનો વાળ વાંકો ન થાય '—માગ્યું આપતા હો તો એ આપો. હું જે નિમિત્તે કસોટીમાંથી પાર ઊતર્યો તે નિમિત્તને ક્ષમા આપો."

ચારિત્ર્યની પરીક્ષા તો એમ જ થાય છે. કેવી એની ઉચ્ચ ભૂમિકા, જેવું એનું શિયળ તેવી જ એની ઉદારતા. જીવનવિકાસનું માપ તો અહીં છે.

જેમ જેમ પ્રદેશી જરાય ડગ્યો નહિ અને ગમે તે સહી લેવા તત્પર બન્યો તેમ તેમ સૂર્યકંતા વધુ ને વધુ ઉગ્ર થતી ગઈ. છેવટે બધા કલાજો અજમાવીને થાકી ત્યારે એણે પોતાના હાથે જ ઝેર આપવાનો નિરધાર કર્યો. એક દિવસ તેરમા છઠના પારણાનો દિવસ હતો. ૩૯ દિન લગી જેણે અખંડ શાંતિ, સ્થિરતા અને સમતાના પાઠો પાકા કરેલા હતા, જે કેશીગુરુના બતાવેલા માર્ગાનુસાર એનું અનુશીલન પૂર્ણ શ્રદ્ધાથી કર્યે જતો હતો, તેના આ છેલ્લા ઉપવાસનાં પારણાં માટે તૈયાર કરેલા ભોજનમાં સૂર્યકંતાએ સોમલ ભેળવી દીધું. કોળિયો લેતાં વાર જ પ્રદેશી સમજી ગયો કે વિષનો પ્રયોગ છે ને સૂર્યકંતાએ જ આમ કર્યું છે. તુરત એને ગુરુના બોલ સાંભળ્યા. "ઓછી આવરદામાં તારે કામ ઘણું કરવાનું છે. મહાક્ષમા રાખીને તારે પરહાથે મરવાનું છે."

એ સમજ્યો કે પરીક્ષાનો છેલ્લો સમય આવી ગયો છે. વાહ અપૂર્વ ઘડી!! હવે પૌષધશાળામાં જઈ છેલ્લું કાર્ય કરી લઉં, એમ વિચાર કરી ઊઠીને અંદર ગયો, ગુરુને સ્મર્યા. દેવ! કૃપા કરો. સમય ભરાઈ ગયો. હવે, મને ક્ષોભ ન થાય! અંતરમાં ઈર્ષા ન પ્રગટે! એ રીતે સુખદ અંત આવી જાય! બસ તૈયાર થઈ ગયો.

સર્વ જીવો સાથે ક્ષમાપના કરી ગુરુદેવની સાક્ષીએ પર્યાલોચના-આત્મનિરિક્ષણ કર્યું.

અહો !

આવી તો ગયો અવસર આવી તો ગયો
આગળ વધવાનો અવસર આવી તો ગયો..
સર્વ પદાર્થનો શરીર સુદ્ધાંનો ત્યાગ કરી
તુંહી તુંહી તુંહી પ્રભુ ! તુંહીની લગની લગાડી. આવી.

અહીં સૂર્યકંતાનું હૃદય ધબકવા લાગ્યું એને થયું કે આખી બાજી ખુલી પડી જાય તો ? એ ભયથી એ દાઝી ઊઠી. "ભયંકર કોણ પાપી કે પાપ ?" પાપ પહેલાં પાપીને મારે છે અને પાપીને હાથે બીજાને મરાવે છે સૂર્યકંતા પૌષધશાળામાં ગઈ અને પ્રદેશીનો ટોટો તીક્ષ્ણ નખ વડે પીસી નાખ્યો.

શ્રોતાઓ ! સૂર્યકંતાની આટલી હદ સુધીની શેતાનિયત તમોને કંપાવી મૂકશે અને જે પહેલાના ઘાતકી પ્રદેશીના નામ પર નફરત થતી તે જ પ્રદેશીની આ ઉત્તરાવસ્થામાં એની પ્રત્યે દરેકની સહાનુભૂતિ થશે. પણ પ્રદેશીએ તો ન જોયું દુનિયાના અભિપ્રાય સામે કે ન જોયું સૂર્યકંતાના આ દુષ્ટ કર્તવ્ય સામે. એને બરાબર ખબર હતી કે 'મેં જ મારો આ નતીજો હાથે કરીને સર્જી મૂક્યો હતો'. સૂર્યકંતા તો બિચારી માત્ર એના નિમિત્તરૂપ થઈ છે. આ જ્ઞાને જ પ્રદેશીનો વિજય થયો. વખત થોડો હતો અને કામ અધિક હતું એટલે પ્રદેશી શરીર છૂટયા પછી સ્વર્ગે ગયો. પણ બીજા પોતાનું બાકીનું કાર્ય પૂર્ણ કરી પરમધામને પામશે.

જૈનાગમોનું એ પ્રધાન સૂત્ર છે કે "जे कम्मे सूरा ते धम्मे सूरा"

પ્રદેશીનું ચિત્ર એની સાખ પૂરે છે કે જે કર્મમાં શૂરવીર હોય છે, તે ધર્મને માર્ગે પણ શૂરવીર થાય છે. પણ એ પરથી એવો અર્થ કોઇ ન કાઢે કે શૂરવીરે પ્રથમ પ્રદેશી જેવાં કાળાં કર્મો કરવાં અને પછી ધર્મમાં જોડાવું.

ઉપરના કથનનો ખરો સાર તો એ છે કે જે શક્તિનો દુરુપયોગ વિશ્વાત્માને રંજાડે છે, તે જ શક્તિનો સદુપયોગ વિશ્વાત્માને રંજન કરે છે અને સ્વપરને શાંતિ આપે છે. એટલે શક્તિ જાળવવી અને અને એનો સદુપયોગ જ કરવો.

॥ ૐ શાંતિ ॥

# જૈનો અને અહિંસા

## [પ્રવચન સોળમું]

વ્હાલા આત્મબન્ધુઓ અને બેનો !

આજે તમારી પાસે એક દરરોજની પરિચિત છતાં નવીન વસ્તુ કહેવા માગું છું. પરિચિત એટલા માટે કે જૈનો હંમેશાં અહિંસાનાં સૂત્રો ઉચ્ચારે છે, અને વિશ્વમાં પણ તેમની અહિંસક તરીકેની છાપ છે. અને નવીન એટલા માટે કે હાલ જૈનોમાં અહિંસા ખૂબ જ ઊંડી વિચારણા માગે છે. એટલા માટે આજે આ વિષય પસંદ કરવામાં આવ્યો છે. હું કેવળ સાંપ્રદાયિક જૈનોને ઉદ્દેશીને નથી કહેતો. ભગવાન મહાવીરે પણ ક્યા કોઈ અમુક વ્યક્તિને જ ઉદ્દેશીને કહ્યું છે? છતાં જૈન શબ્દનો પ્રયોગ કરવાનું કારણ એ છે કે આજે જૈનોમાં જે જાતની અહિંસા વ્યાપક છે, તે વાસ્તવિક છે કે કેમ? અને જો તેમાં કંઈ ઉણપ હોય તો કહેવડાવાતા જૈન અહિંસાને પોતાના જીવનમાં વ્યવહારુ સ્થાન કેવી રીતે આપી શકે એ મારે આજે ભગવાન્ મહાવીરના પ્રવચનદ્વારા કહેવું છે. એ પ્રવચનમાં વિશ્વોપયોગી તત્ત્વ છે. આખા જગતના કલ્યાણનો ઉદાર ઉદ્દેશ છે, તેથી સૌ કોઈ ભાઈઓ તેનું લક્ષ્યપૂર્વક શ્રવણ કરે, ચિંતન કરે, પચાવે અને જીવનમાં ઉતારે.

### ભગવાન મહાવીર અને અહિંસા

આ જગતમાં પ્રવર્તેલા અને પ્રવર્તમાન પ્રત્યેક ધર્મ, મત કે

સંપ્રદાયમા અહિંસા તત્ત્વની મહત્તા પૂર્વકાળથી ગવાતી આવી છે. મુક્તિ, મોક્ષ નિર્વાણ કે અધ્યાત્મદશા પ્રાપ્ત કરવામાં તે એક અપૂર્વ સાધન છે એમ પ્રત્યેક મહાપુરુષે કહ્યું છે, સ્વીકાર્યું છે અને અનુભવ્યું છે; છતા જૈનદર્શનમાં અહિંસાનું જે જીવનવ્યવહારુ સ્થાન છે, તે ઘણું ઉચ્ચ કોટીનું છે, તેમ ધર્મ સમન્વય કરનાર ભારત અને ભારતની બહારના પ્રત્યેક વિદ્વાનને અવિસંવાદપણે સ્વીકાર્યું છે. આ વાત તો સૌ કોઈ જાણે છે, પણ તે શા માટે એ વધુમા વધુ જાણવાનું મળ્યુ હોય તો તે વિજ્ઞાનદ્વારા સેંકડો વર્ષો પહેલા જૈનશાસ્ત્રોમા જે ઉલ્લેખ હતો, તે વિજ્ઞાને ટૂંક સમય પહેલાં પ્રત્યક્ષ કરી બતાવ્યો અને જળ તથા વનસ્પતિ જેવા તત્ત્વોમાં જીવ છે એટલું જ નહિ બલ્કે તે જીવોમા લાગણી, દુ:ખ, ભય, કામ, ક્રોધ, શોક અને ચૈતન્ય-સૂચક સૂક્ષ્મતત્ત્વો પણ છે વિજ્ઞાનની આ શોધખોળ પછી વિશ્વમા ચૈતન્યો છે, તે વિષેની હવે શંકા રહી નથી

જે જૈનદર્શનમા આવી અદ્ભુત બીનાઓનું પ્રતિપાદન કરેલું છે, જે દર્શન અહિંસાની આટલી ઊંડી વિચારણા સુધી ગયું છે, તે દર્શનનો મનુષ્ય કેટલો વિચારશીલ, વીર અને ઉદાર હોય ? વિશ્વમા તેનું સ્થાન કેટલું દિવ્ય અને ભવ્ય હોય ? પણ આજે અતિ દુ:ખનો વિષય એ છે કે તે જ જૈનો મોટે ભાગે નિ સત્ત્વ અને સંકુચિત વૃત્તિના બની ગયા છે. એ સ્થિતિ થવાનાં કારણોમા અહિંસાની અણસમજ એ એક મહત્ત્વનું કારણ છે કે જે વિષે આજે હું તમોને કહેવા માગું છુ

## અહિંસાની ગેરસમજ

અહિંસાની ગેરસમજને લીધે આજે જૈન સસ્કૃતિનાં મૂળ ઢીલાં થાય છે, તેની તમોને ખબર છે ને ? એવા લોકો કહેતા હતા કે "અહિંસા–અહિંસા કરીને જૈન સંસ્કૃતિએ ભારતને સત્ત્વહીન–ભીરુ અને નિર્બળ બનાવ્યુ. સદ્ભાગ્યે વીર ગાંધીજીએ આ કલંક તો ધોઈ

નાખ્યું, અને અહિંસાને વ્યવહારુ બનાવીને બતાવી આપ્યું કે અહિંસા તો વીર જ પાળી શકે; કાયર કદી અહિંસા પાળી જ ન શકે. આ રીતે મહાત્માજીએ જૈન શાસનની સેવા બજાવી છે. પરંતુ કહેવડાવાતા જૈનોએ તો હજુએ વિચારવાનું છે કે તે ઉક્તિ કયાંથી ઊતરી હતી ! જૈનસંસ્કૃતિની તે વગોવણી જાણ્યે અજાણ્યે તમારા જીવન પરથી તો નહોતી જ થઈને !

તમો તમારું અંતઃકરણ તપાસો. તમારા જીવન વ્યવહાર પર ડોકિયું કરો, તમોને તુરત જ જણાશે કે તમારા વર્ગમાં અહિંસાની ગેરસમજ હજુયે મોટા ભાગમાં પ્રવર્તી રહી છે. તમો આઠમ, પાખી કે એવા જૈન ધર્મના મોટા પર્વદિનોમાં લીલોતરી ખાતા નથી, વનસ્પતિ, જળ અને એવા સૂક્ષ્મ જીવો બચાવવા માટે બનતું કરો છો. કહો એ વાત સાચી છે ? તમે એવા સૂક્ષ્મ જીવો પ્રત્યેની દયા કેળવી તેમ કરો એ ઉત્તમ વસ્તુ છે; પરંતુ તમારે આટલું યાદ રાખવું જરૂરી છે કે તમે કયા સ્થાન પર છો અને તમારી શક્તિ કેટલી છે, તેનું માપ કાઢી પ્રત્યેક ક્રિયા કરો. સ્થાન અને સામર્થ્ય વિચાર્યા વગર કાર્ય કરવા જતાં ઇષ્ટ સિદ્ધિ થઇ શકતી નથી એનો તમોને પોતાને જ અનુભવ છે, એટલે એ વાત તમે સહેલાઇથી સમજી શકશો.

તમારું સ્થાનઃ તમો ગૃહસ્થ છો. ગૃહસ્થનાં કર્તવ્યો અને ફરજો તમારે શિરે રહેલ છે. તમારે જીવન નિભાવવાનો અને જીવન વિકસાવવાનો પ્રત્યેક વ્યવહાર કરવો પડે છે અને ગૃહસ્થ જીવનમાં રહીને તમારે વિકાસ સાધવાનો છે. આથી જ શ્રમણ ભગવાન મહાવીરે તમો જે ધર્મ પાળો છો, તેને આગારી ધર્મ કહ્યો છે. અણગારી (ત્યાગી) ધર્મમાં રહેલા સાધકને જે છૂટ હોતી નથી, તે આગારી ધર્મમાં હોય છે. તે હું તમોને તમારી પ્રતિજ્ઞાઓ પરથી સમજાવીશ.

વ્રત પ્રતિજ્ઞાઃ જુઓ, જૈન ધર્મમાં ભળેલો સાધક, અહિંસાની પ્રતિજ્ઞા આ પ્રમાણે લે છેઃ પહેલું અણુવ્રત–થુલાઓ પાણાઇવાયાઓ વેરમણંઃ એટલે કે સ્થૂળ પ્રાણીઓના પ્રાણાતિપાતથી વિરમું છું.

સૂક્ષ્મ પ્રાણીઓથી સર્વથા બચી જવું એ ગૃહસ્થ જીવનને માટે સહજ સાધ્ય નથી માટે સ્થૂળ જીવોની હિંસાથી વિરમવાની પ્રથમ વ્રતમાં–અહિંસા વ્રતમાં–પ્રતિજ્ઞા છે. કયા સ્થૂળ જીવો ? ત્યારે તે જ પ્રતિજ્ઞામાં નીચે સ્પષ્ટ કરે છે : ત્રસજીવ; દ્વીન્દ્રિય (બે ઇંદ્રિયોવાળા) ત્રીન્દ્રિય (ત્રણ ઇન્દ્રિયોવાળા) ચતુરિન્દ્રિય કે જેને વિકલેન્દ્રિય કહેવામાં આવે છે તેવા હલન ચલન કરતા જીવોને, તેમાં પણ વ્યાધિ ઉત્પન્ન કરનાર જંતુ વર્જીને ઇતર જીવોને હણવા નિમિત્તે નહિ હણું અને નિરપરાધી પંચેન્દ્રિયોની પણ ઘાત નહિ કરું. આ પ્રતિજ્ઞા પરથી તમે જોઇ શકશો કે આ પ્રતિજ્ઞા કોઈપણ ગૃહસ્થ સરળતાથી પાળી શકે તેવી છે. તેને એક સરખી રીતે રાજા પણ પાળી શકે અને રંક પણ પાળી શકે, ન્યાયાધીશ પણ પાળી શકે અને ડૉક્ટર પણ પાળી શકે.

આ સ્થળે મારે તમોને યાદ આપવુ જોઇએ કે પ્રથમ વ્રતમાં તેનો અધિકાર છે કે શ્રાવક, પૃથ્વી, પાણી આદિનો ઉપયોગ જોઇએ, તેથી અધિક ન કરે. ખરી ગરજે જોઇએ તેથી કોઇ પણ વસ્તુનો અધિક વ્યય કરવાનો મનુષ્યને અધિકાર જ નથી.

જૈન ધર્મ વિશ્વધર્મ છે. તેમાં વિશ્વનો સમાવેશ છે તેથી જ તેના નિયમો કડક હોવા છતાં અસાધ્ય નથી એમ આ પ્રતિજ્ઞા તમોને ડિંડિમનાદથી સમજાવે છે.

પણ તમોને એવી ટેવ પડી ગઈ છે કે અહિંસાની વાત આવે કે તુરત જ તમારું લક્ષ્ય પ્રાણી, વનસ્પતિ, અગ્નિ, વાયુ વગેરે જેટલું જાય છે તેટલું તેથી આગળ ભાગ્યે જ જઇ શકે છે. પૈસો યદ્યપિ કિંમતી વસ્તુ છે, પણ તેની ગણના સોના–નાણા અને ચાંદી–નાણા જ હોય. કોઇનીયે પરવા તો કરવી જ જોઇએ, પણ રત્નને ન. રત્ન જતું કરીને કોડીને સંભાળવાનો પ્રયત્ન કરનાર ધન ગુમાવે અને ગાંડો પણ ગણાય. આવી સીધી સાદી વસ્તુ કદીને

તમોને હું એ સમજાવવા માગું છું કે તમો એકેન્દ્રિયના રક્ષક કે અનુકંપક બનો એ ઠીક છે, પણ તેમાં વિવેક કરતાં શીખો અને તેનાથી વધુ સમૃદ્ધિમાન જીવોપર પ્રથમ લક્ષ્ય આપો. ભગવાન મહાવીરે તે દૃષ્ટિબિંદુથી તમારા માટેની અહિંસા પરિમિત બતાવી છે.

## રહસ્ય સમજો

આજે તમો અહિંસાનું વાસ્તવિક રહસ્ય ભૂલ્યા છો અને કર્તવ્ય પણ ભૂલ્યા છો. પ્રથમ ભૂમિકાની યોગ્યતા મેળવ્યા વિના અણગાર ધર્મ જેવા ધર્મને આચરવાનો પ્રયત્ન કરો છો. જેમ પ્રથમ કક્ષાનો વિદ્યાર્થી સાતમી કક્ષામાં બેસે તો પાસ ન થાય અને બન્નેથી લટકે, તેમ તમે પોતે અગારી છો અને અણગાર ધર્મ આરાધવા જાઓ છો, એટલે જ તમારા જીવનમાં દ્વિધાભાવ આવી ગયો છે, ધર્મ–જીવન અને વ્યવહારિક–જીવન એવા બે ભાગલા પડી ગયા છે. એક ધાર્મિક મનુષ્ય ઉપાશ્રયના ધર્મ–સ્થળમાં જતાં વેંત જ વાયુના જીવની દયા ખાતર મુખવસ્ત્રિકા, નાના જીવો બચાવવા ખાતર રજોહરણ વગેરે રાખશે કે મંદિરે જઈ પ્રભુભક્તિનું આચરણ કરશે; પરંતુ વ્યાપારમાં વિશ્વાસઘાત, દગો, પ્રપંચ, ઓછું આપી વધુ લેવાની વૃત્તિ અને એવા મલિન વ્યવહારો આચરતાં ડરશે નહિ અને તે પાપોના બદલામાં વ્યાપારથી નિવૃત્ત થઈ એકાદ સામાયિક કે પ્રતિક્રમણ કરીને આશ્વાસન મેળવી લેશે. તેમજ પોતાની જાતને માનશે કે હું કેવો ધાર્મિક છું? પરિણામે તમે આગળ વધવાને બદલે પાછળ પડયે જાઓ છો એટલે જ હું કહું છું કે ધર્મ એ વ્યવહારુ વસ્તુ છે. અહિંસા એ ઉપાશ્રય કે મંદિરમાં જ પાળવાની વસ્તુ નથી, પણ તમારા જીવનમા આરાધવાની વસ્તુ છે.

## હિંસા કોને કહેવાય ?

પ્રથમ તો હિંસા કોને કહેવાય તેનું રહસ્ય સમજો. આત્મભાન ચૂકી બીજા પ્રાણીના પ્રાણને ધક્કા પહોંચાડવો તેનું નામ હિંસા.

પ્રાણો પરથી જીવો પ્રાણી તરીકે ઓળખાય છે. પ્રાણો નિમ્નોક્ત રીતે દશ પ્રકારના હોય છે. પાંચ ઇન્દ્રિયોના પાંચ પ્રાણ અને આયુષ્ય, શ્વાસોચ્છ્વાસ, મન, વચન અને કાયાનું બળ એમ મળી દશ પ્રાણો થયા.

વસ્તુતઃ પ્રાણ એ શરીરની સંચાલક શક્તિ છે ને તે એક જ છે. છતાં કાર્યોની ભિન્નતાને લીધે તેના દશ વિભાગો જૈન શાસ્ત્રમાં ઉપર્યુક્ત રીતે યોજ્યા છે, પ્રાણના બળથી જ શ્વાસોચ્છ્વાસ લેવાય છે અને મુકાય છે. આ શક્તિ છે ત્યાં સુધી જ હલન, ચલન, સ્ફુરણ વગેરે શરીરની ઉપરની ને અંદરની પ્રત્યેક ક્રિયા થાય છે, માટે જ તેને પ્રાણશક્તિ કહેવાય છે. તે ગઇ એટલે શરીર શબવત્ બને છે.

આ શક્તિ મનુષ્યમાં તેમ જ સૂક્ષ્મમાં સૂક્ષ્મ જન્તુમાં પણ હોય છે; પરંતુ તે બન્ને વચ્ચે વિકાસનું મહાન તારતમ્ય છે. એક એક મશીનમાં જેમ તારતમ્ય હોય છે અને તેને લઇને તે કાર્ય ઓછા વધતું કરે છે તેમ જ તેની ઉપયોગિતા પણ ઓછા વધુ પ્રમાણમાં હોય છે, તે જ રીતે જીવોમાં પણ પરસ્પર છે. આ તારતમ્ય આજે ભુલાયું છે. તેથી જ ગોટાળો ઊભો થયો છે અને તેથી જ પ્રાણીની સંખ્યા પર પાપનું બંધારણ બંધાવા લાગ્યું છે. ઉપરાંત તે જાતની માન્યતાએ માનવને કર્તવ્યભ્રષ્ટ અને માનવતાથી પણ વંચિત બનાવી દીધો છે.

ધારો કે એક ગૃહસ્થ છે, તે એમ વિચાર કરે કે એક ગાય ભૂખી છે ને ઘાસચારાના અભાવે પીડાય છે, તેને હું ઘાસ નાખું, પણ એક લીલોતરીના પાંદડામાં ઘણા જીવો છે, તેની હિંસા થઈ જશે તેનું શું ? આ સ્થળે જો તે લીલોતરીની દયા પાળવા ગાયને ઘાસ ન નાખે અને અહિંસક કહેવડાવે તો ! તો તે શું અહિંસક ગણાય ? હિંસા–અહિંસા કે પાપ–પુણ્ય તોળવાના કાંટા દુર્લભ છે.

પાપ–પુણ્યનો આધાર કર્તવ્યાકર્તવ્ય અને વૃત્તિ પર છે. ધર્મ

સર્વના એક ન હોય. ગૃહસ્થનો ધર્મ જુદો, ત્યાગીનો ધર્મ જુદો, માનવનો ધર્મ જુદો, અને પશુનો ધર્મ જુદો. ગૃહસ્થોએ પોતાનો નિયત કરેલો ધર્મ બરાબર જાણવો અને પછી જીવનને જોખમે પણ નિભાવવો પણ ભૂલ ત્યાં થાય છે કે પાપ ક્યાંથી આવે છે તે જ તમો સમજ્યા નથી. પાપ એ બહારની વસ્તુ નથી, પણ પાપનો આધાર પોતાની આંતરિક વૃત્તિ પર–અધ્યવસાય પર નિર્ભર છે. જેટલા વિકાસવાળા જીવને, જે ભાવનાથી, જેટલું દુઃખ ઉપજાવીએ તે પ્રમાણમાં આપણો આત્મા મલિન થાય છે, ભારી થાય છે, તે જ પાપ છે. પાપ એ પાણીનો પ્રવાહ નથી કે જે બહારથી ચાલ્યો આવે અને તમારામાં ભરાઇ જાય !

આથી જ હિંસાની વ્યાખ્યા જુદીજુદી છે. એકેન્દ્રિયના જીવની હિંસા કરતાં બેઇન્દ્રિયની અસંખ્યગુણી વધારે, કારણ કે તેની પુણ્યાઇ અસંખ્યગણી વધારે, તેથી વધારે ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિય. પણ તેથીયે પંચેન્દ્રિયનો વિકાસ તો અનંતગુણો હોવાથી તેની હિંસાનું પાપ પણ વિકાસનાં પ્રમાણમાં વધુ જ હોય તે સ્વાભાવિક છે. ત્યાં જીવની સંખ્યા ગણવાની ન હોય પણ વિકાસ જોવાનો હોય. તમો ચૈતન્ય હણવામાં હિંસા સમજ્યા છો તે ભૂલ કાઢી નાખજો. જૈન દર્શન કહે છે કે ચૈતન્ય કદી હણાતું નથી. જીવ મરી ગયો છે એ શબ્દ ઔપચારિક છે–વ્યવહારિક છે. ત્યારે તમો અહીં પ્રશ્ન કરશો કે તો પછી પાપ જ શાનું ? પાપનો સંબંધ જીવના જીવન સાથે નથી, પણ સામગ્રી સાથે છે જે જીવ પાસે જેટલી વિકાસ સામગ્રી વધુ, જે જીવની ઉપયોગિતા વધુ તેટલું જ તેની હિંસામાં પાપ. હિંસા કરવી એટલે એની ઋદ્ધિ અને સિદ્ધિ લૂંટી લેવી. આ લૂંટ એ જ હિંસા અને એ જ પાપ—પ્રાણીઓની શક્તિ છિન્નભિન્ન કરી નાખવી એ હિંસા.

એક–ઇન્દ્રિયમાં ઓછો વિકાસ છે માટે ઓછું પાપ છે. બે–ઇન્દ્રિયમાં વધુ છે માટે વધુ પાપ છે. તે જ રીતે ઉત્તરોત્તર સમજી

સેવું જોઈએ. આ વસ્તુ તમોને એક સામાન્ય ઉદાહરણથી સમજાવું. કોઈ પશુને એક લાકડી મારે અને મનુષ્યને મારે. કોઈ પશુને ગાળ ભાંડે અને મનુષ્યને ભાંડે. આ બન્ને વચ્ચે લાગણીઓના વેદનમાં તમોને કાંઈ તારતમ્ય જણાય છે? ગૃહસ્થને માર્યો હોય કે ગાળ ભાંડી હોય તો ફરિયાદ થાય અને સજા પણ થાય. કારણ એ છે કે જાનવર અને મનુષ્ય વચ્ચે લાગણીનું તત્ત્વ ઓછું વધુ છે. મનુષ્યમાં પણ જે ગાંડો હોય તેને ગાળ દો, તો તે હસવા માંડશે. હલકી પંક્તિનો હોય તો તેને દુઃખ લાગશે, પણ બહુ અલ્પ. જ્યારે કોઈ વિકાસવાળાને ગાળ આપશો તો? તો તેને એક વચન પણ અસહ્ય થઈ પડશે. સારાંશ કે સમજશક્તિની અને લાગણીની જ્યાં અધિકતા ત્યાં જ દુઃખ વિશેષ અને આ વિશેષતા અને ન્યૂનતા પર જ પાપનો આધાર છે.

### કર્તવ્યાકર્તવ્ય

આથી લીલોતરીની દયાનો પ્રશ્ન ગાયને બચાવવાના ધર્મ આગળ ગૌણ બને છે. ન્યાયાધીશ ગુનેગારને શિક્ષા કરે છે. તેનું પાપ તેની ન્યાય પાછળની શુભ વૃત્તિ આગળ નિર્બળ બને છે. દર્દીને થયેલું દુઃખ ડૉક્ટરની આરામ કરી આપવાની ભાવના આગળ તુચ્છ થઈ જાય છે, કારણ કે ત્યાં કર્તવ્યાકર્તવ્યનો પ્રશ્ન છે. ત્યાં આગળ કર્તવ્ય એ જ તેનો ધર્મ. તે ધર્મ ચૂકે એટલે અધર્મ થયો; અને અધર્મ એટલે પાપ. પાપ અને પુણ્યને આ રીતે સમજતા થઈ જવું જોઈએ.

હવે તમો સ્પષ્ટ સમજી શક્યા હશો કે પંચેન્દ્રિયમાં વધુ વિકાસ છે અને વધુ ઉપયોગિતા છે, માટે તેનું અંતઃકરણ ન દુભાય એ સૌથી પ્રથમ જોવું જોઈએ.

### ...વળું સુકાન

પણ તમો તમારા જીવન સામે વેધકદૃષ્ટિ ફેંકો, તમોને લાગશે એ સુકાન અવળા માર્ગે ચાલી રહ્યું છે. એ સુકાનની અવળી

દિશાથી તમારી સ્થિતિ પણ તેવી જ અવળી અને સંકુચિત થઇ ગઈ છે એથી પરિણામ એ આવ્યું છે કે નાનાં પાપો તરફ જેટલું લક્ષ્ય, અપાય છે, તેટલું મોટાં પાપો તરફ અપાતું નથી. અલ્પારંભ તરફ લક્ષ્ય અપાય છે તેટલું મહારંભ તરફ નથી અપાતું. પ્રવાહના મોટાં ગરનાળા ખુલ્લાં રાખી નાનાં છિદ્રો બંધ કરવાથી સલામતી રહી શકે કે કેમ તે તમો જ વિચારજો. આટલું વિચાર્યા પછી દુ:ખ શાથી છે? તેનાં કારણો આપોઆપ મળી રહેશે; છતા તે ય વિચારવાની તમોને ફુરસદ ન હોય તો હું જ આગળ સ્પષ્ટ કરીશ.

એકેન્દ્રિય જીવદયા પાળનારા પંચેન્દ્રિયજીવો પ્રત્યે કેટલો વફાદાર અને સ્નેહાળ રહે તેની તુલના કરો અને જુઓ. હું પૂછું છું કે આઠમ પાખી કે પર્વના દિવસે લીલોત્રી કે કંદમૂળ ખાધા હોય, તો તે તમોને સાલે છે કે તે દિવસે ઇર્ષ્યા, ક્રોધ, અભિમાન, કે વિશ્વાસઘાત થતો હોય તે સાલે છે? વિચારો.

કોઇએ ભૂલ્યે ચૂક્યે પર્વના દિવસે ઉપવાસ ન કર્યો હોય, તો તમારી દૃષ્ટિમાં તે પામર લાગે અને લીલોતરી ખાધી હોય તો તો તમો તરત જ ધર્મનો અજ્ઞાત જાણી તેના પર કોપ કરો, કાં દયા ખાવા મંડી પડો. જો તેજ દિવસે જૈન ધર્મને કંદમૂળ ખાતો હોય, તો તો તમોને આભ તૂટી પડવા જેવું લાગે એટલું જ નહિ પણ તેને અધર્મી કે મિથ્યાત્વીનું ઉપનામ પણ તમે આપી દો. પરંતુ તમારા હૃદયમાં તમે કદી વિચાર કર્યો છે કે તે દિવસે હું પોતે અંતરને મલિન કરનારાં કેટલાં પાપોને સેવી રહ્યો છું?

એ ફરીફરી યાદ રાખજો કે જૈન દર્શનમાં કંદમૂળ ખાનારને નરક ગતિ મળી હોય તેવું કથાવ નથી, પણ દગો, છળ, પ્રપંચ, વિશ્વાસઘાત અને અત્યાચાર કરનારને નરક ગતિ મળ્યાના અનેક દૃષ્ટાંતો ભર્યા છે. સારાંશ કે પ્રથમ સ્થૂળ જુઓ પછી સૂક્ષ્મમાં ઊંડા ઊતરો. આ વાત ચિંતવો અને જીવનમાં ઊતારો.

તમોને આ પાઠ હું નવા નથી શીખવતો. ભગવાન મહાવીરે એ વસ્તુ ફરી ફરીને સમજાવી છે, પણ તમો તેને ભૂલી ગયા છો, તેથી જ તમોને નવું લાગશે. છતાંય હું કહું છું કે તે બોધપાઠ ભુલાઈ ગયા છે, નહિ તો મુહપત્તિ બાંધી સૂક્ષ્મ જીવોને બચાવવાની ચેષ્ટા કરનાર બીજાની નિંદા, ખણખોદ અને હઠાગ્રહવૃત્તિની બદબો વડે અમાનુષી કાર્ય કરી આત્માને મલિન બનાવવાનું ન જ કરે. સૂક્ષ્મ જીવોની દયા પાળનાર સંખ્યાબંધ મોટા જીવોની જિંદગીમાં ઝેર ન રેડે, આઘાત ન પહોંચાડે અને કોઇનાં દિલ પણ ન દુભાવે.

## વર્તમાન દશા

આજે તો મનુષ્યત્વનું દેવાળું કાઢી ફક્ત મનુષ્ય તરીકેનું ખોખું રાખ્યું છે અને છતાંય મોટી બડાઇનાં બણગાં ફુંકાય છે કે અમે જૈન છીએ. કઇ યોગ્યતાએ આ કહેવાય છે તે વાત સમજાતી નથી. બંધુઓ ! અંતરના દોષો જીતનાર હોય, સહિષ્ણુ હોય, વીર હોય, ઉદાર હોય ને નિયમબદ્ધ હોય તે જ જૈન કહેવાય.

## જૈનની પ્રતિજ્ઞા કેવી હોય ?

આજે તો હું તમોને અહિંસાના સંબંધમાં કહેવા માગું છું એટલે તે સંબંધમાં જ કહું. મૂર્ખાઇ, અંધપરંપરા અને ગેરસમજને ધર્મમાં સ્થાન જ નથી. વિવેક એ જ જૈન ધર્મમાં મુખ્ય વસ્તુ ગણાય છે. વિવેક ચૂક્યો એટલે ખલાસ. આવા વિવેક માટે સાધકોને નિયમની-પ્રતિજ્ઞાની આવશ્યકતા છે. જૈનોની અહિંસાની પ્રતિજ્ઞામાં શું વસ્તુ આવે છે તે મેં આગળ કહ્યું છે. હવે તે કયા પ્રકારે પાળવાની છે તે કહું છું. તે પ્રતિજ્ઞા શ્રાવકોએ છ પ્રકારે પાળવાની હોય છે.

(૧) મનથી હિંસા કરવી નહિ, (૨) વચનથી કરવી નહિ, (૩) કાયાથી કરવી નહિ, (૪) મનથી હિંસા કરાવવી નહિ, (૫) વચનથી હિંસા કરાવવી નહિ, (૬) કાયાથી હિંસા કરાવવી નહિ. આવી પ્રતિજ્ઞા જૈન શ્રાવક ગણાતી વ્યક્તિમાત્રને હોય છે.

આ સ્થળે મારે એ પણ કહેવું જોઈએ કે પ્રતિજ્ઞાના સંબંધમાં પણ જૈન સમાજમાં કેટલીક ગેરસમજ પ્રવર્તે છે. તે માને છે કે આપણે અમુક પ્રતિજ્ઞા લઈ લીધી એટલે રાવી (પાપ) મટી ગઈ–પાપ આવતું બંધ થયું. આ વસ્તુ ખોટી નથી, પણ પ્રતિજ્ઞા ઇચ્છાના નિરોધ અર્થે છે, કેવળ પ્રતિજ્ઞા માટે નહિ.

હું આ સંબંધમાં હાસ્યાસ્પદ બીના સંભળાવું. એકદા એક કચ્છી ભાઇ મારી પાસે પ્રતિજ્ઞા લેવા આવ્યા હતા. તેમણે કહ્યું કે હું મુંબાઇમાં રહું, ત્યાં સુધી મારે કચ્છનાં ખેતરો ન ખેડવાં–તેમની આ પ્રતિજ્ઞા લેવાની આ રીતિ જોઇ બીજાઓને હસવું જ આવશે, પરંતુ તેવી પ્રતિજ્ઞા લેનાર તે વ્યક્તિ પોતે તો નિર્દોષ જ હતી. તેના મન પર એક પ્રકારની છાપ હતી કે આમ કરવાથી નકામાં આવતાં પાપ બંધ થાય. લગભગ શાણા ગણાતા જૈનોમાં એક યા બીજા પ્રકારે આવી જ જાતની ઘેલછા પ્રવર્તે છે, તકલીફ ન પડે, ભોગ આપવો ન પડે અને ધર્મ થાય એ માન્યતા કેવળ ભૂલભરેલી છે. જે વસ્તુનો ભોગોપભોગ તમે કરતા હો, કે કરી શકો તેમ હો, છતાં તે ન કરવાનો નિયમ કરો એ પ્રતિજ્ઞા કહેવાય.

પ્રતિજ્ઞાને બરોબર સમજીને લેવી એ આવશ્યક છે. જીવનને નિયમિત બનાવવું જોઇએ. ખાવાપીવાની વસ્તુઓ શરીર પર રાખવાની, પહેરવાની, પહેરવા કે ઓઢવાની ચીજો ઉપર પણ અંકુશની જરૂર છે. આજે જે ફાવે તે ખાવું–ગમે ત્યારે ખાવું–ગમે તેવું ખાવું, ગમે તેવી પવિત્ર-અપવિત્ર વસ્તુનો ઉપયોગ કરવો તેમાં લેશ પણ સંકોચ ન રાખવો એ શારીરિક, આર્થિક અને ધાર્મિક દૃષ્ટિએ ભારે હાનિકારક છે. આ સ્વચ્છંદતાના જમાનામાં નિયમને પણ પરતંત્રતા ગણી કાઢવામાં આવે છે, પણ તે મહાન ભૂલ છે.

## પૂર્વકાલીન જૈન અને આજનો જૈન

પૂર્વ કાળે જૈનોના ઘરમાં ગાયો હતી, બળદો હતા, ગાડાં

સવારી હતી, આજે મોટરો છે. ગાયો પાળવાથી પાપ થાય એ તમે ક્યાંથી શીખ્યા ? હાથે દળવાની ઘંટીમાં પાપ અને આટાની મીલોના ઉત્તેજનમાં પાપ નહિ! આવું ઉધું તમોને કોણે શીખવ્યું તે કહેશો ? જુઓ ઉપાસક દશાંગસૂત્ર. શ્રાવકોને ત્યાં ગાયો કેટકી પળાતી! શું તમારા કરતા તે ધર્મ અધર્મને–પાપ પુણ્યને ઓછું સમજતા આજે નથી પળાતી એટલે પરિણામ એ આવ્યું કે કસાઈખાનાં વધવા લાગ્યાં. તે–આજે કેટલાં છે! તેનો તમોને કદાચ ખ્યાલેય નહિ આવતો હોય !

ગાયોના રક્ષણથી ગાયોનું પાલન થતું અને ગરીબ માનવજાતને દૂધ, છાશ મળતાં અને પ્રજામાં શુદ્ધ સંસ્કારો ,ખીનરતા આજે તે નથી એટલે નિસ્તેજતા છે, નિર્બળતા છે અને જ્યાં નિર્બળતા હોય ત્યાં શુ હોય તે તમો જ કલ્પી લો.

કેટલાક બંધુઓ જૈન સૂત્રની બે ચાર આડીઅવળી ગાથાઓ મુખપાઠ કરી કે સમજ્યા વિચાર્યા વિના બે ચાર સૂત્રો મ્હોંએ ગોખી અલ્પારંભ અને મહારંભની વ્યાખ્યાઓ બાંધવા લાગે છે. તેમને પણ આ સ્થળે કહી દેવું ઉચિત થઇ પડશે કે બંધુઓ ! તમો જૈન છો એટલે જ તમારી જવાબદારી વધુ છે તે વાત યાદ રાખજો.

હિંસા કરવાથી જ મહારંભ થાય છે, અને હિંસાજન્ય વસ્તુ વાપરવાથી મહારંભ થતો નથી; એ માન્યતા ભ્રમ ભરેલી છે. કેટલીક આ રીતની અણસમજથી અને કેટલીક વિલાસીવૃત્તિથી આજે હિંસા થઇ રહી છે. વિલાસી જીવનને અને અહિંસાને કશું લાગતું વળગતું જ નથી. ભગવાન મહાવીરે કહ્યું છે કે 'દયાનું મૂળ સંયમ' સંયમ એટલે આવશ્યકતાઓ ઘટાડવી.

હિંસાજન્ય પદાર્થો આજે કેટલા વધી પડ્યા છે? વિચારો. ...લાયતી ચરબીવાળાં વસ્ત્રો દેહ પર થપ્પીને થપ્પી ખડકાય છે. તેમાં ...ા છે. તમે કહેશો કે એ અમે ક્યાં કરીએ છીએ ! એ જાણે ... એનાં કર્મ જાણે, તે લુલી દલીલ આજે નહિ ચાલે. એ

કાયરતાભરેલો ઉત્તર જૈનત્વને નહિ જ છાજે. જૈનની અહિંસા ગંભીર છે, વ્યાપક છે

તમે હિંસાજન્ય વસ્તુઓ વાપરવી બંધ કરો તો જરૂર તે કારખાનાઓ બંધ થશે પાપ વેચનારને લાગે છે અને લેનારને નથી લાગતું તે ભ્રમ દૂર કરજો તે સિવાય ઓઢવાના, પહેરવાના, ચોપડવાના લગાડવાના એવા તો અનેક સાધનો તમારા ઘરના કબાટોમાં અને ટ્રંકોમાં પડ્યા કે તમારે માટે તેની ઉપયોગિતા શી છે? અને તે શાથી બન્યા છે? તેનો તમોને ખ્યાલ પણ નહિ આવતો હોય! શાનો આવે?

તમારા ચમચમતા ચમચકિત બૂટ શામાથી બને છે એ તમે જાણો છો? તે મદમાતા જીવતા જાનવરોના ચામડામાંથી બને કે ચંગી નક્શ માટે વપરાય અને બૂટ માટે ચામડાનો ઉપયોગ થાય ને ઉપર તમે કરો એટલે જ કસાઈને સારો ભાવ ઉત્પન્ન થાય, તો જ પંજાબ, ગુજરાત અને કાઠિયાવાડની હાથણી જેવી ભેંસો અને ગાયો કુરબા જેવા કારમા કારખાનામાં આવીને પ્રતિદિન સેંકડોની સંખ્યામાં કપાયને! તમોને મૃતપશુના ચામડામાંથી બનેલા જોડા કઠે છે કેમ? આવુ કોણ બોલી શકે? અમોને તો સારુ ને સુંવાળુ જોઈએ, પછી તે ગમે તે હોય એમાં અમારે શું! કઈ વૃત્તિઓ તમને આવુ બોલાવે છે! જરા વિચારજો

જીવતા જાનવરનું ચામડુ ઉતારવુ એ કેટલુ ભયંકર છે? એક ઠેકાણે જરા ચામડી તરડી કે છોલાણી હોય તો કેવી કાળી વેદના—બળતરા થાય છે, તે ઉપરથી તેનો ખ્યાલ આવે વનસ્પતિની દયા પાળનાર વલાસી બની પંચેન્દ્રિય અને તે પણ લોકોપયોગી પ્રાણીની હિંસામાં આડકતરી રીતે કેવો ભાગીદાર થાય છે? તેનું આ માત્ર નિર્દેશ ચિત્ર છે તમારા બટન અને પટ્ટા માટે કેટલી ઘાતો થાય છે? તમારા ચૂડામાં કેટલા સિંહલદ્વીપના હાથીઓ, અને તમારી મંગસી ને વાળ ઓળવાના દાંતીઆ ખાતર કેટલા ગેંડાઓ ખલાસ થાય છે?

તમારાં રંગબેરંગી પીછાંઓ ખાતર કેટલાં પક્ષીઓ પરલોક સિધાવ્યાં તે જાણો છો? આ બધુ જૈન કરી શકે? તમારો વિલાસ, તમારી અજ્ઞાનતા, મૂર્ખતા અને તમારો શોખ તમને તે વિચારવાની તક જ નથી આપતા.

જગ ઊંડા ઊતરો ભ્રષ્ટતાને માર્ગે કેટલાં પગથીઆં ઊતર્યા છો? વિચારો. ફરીથી વિચારો કે આવુ શુ જૈન બોલી શકે? તમારે ના જ કહેવી પડશે. તેથી જ કહું છુ કે જીનેશ્વરના ત્યાગ કરનાર અને દુર્ગતિથી ડરનાર જૈનો? અહી તમારી લાગણીનું તત્ત્વ કેમ બૂઠું બની જાય છે?

જ્યારે આવી જાતના ચામડાની વસ્તુનો વપરાશ નહોતો કે અલ્પ હતો ત્યારે અકાળે જાનવરો બહુ અલ્પ મરતા જીવતા જાનવર કરતાંય કેટલીકવાર ચામડું, ચરબી અને લોહી વગેરેની કિંમત વધુ મળે છે માટે સખ્યાબંધ પશુઓ કપાય છે.

આ પરથી તમો સમજી શકશો કે કસાઈઓ માલ પૂરો પાડનારા એજન્ટો ગણી શકાય અને તેવા પદાર્થોનો ઉપયોગ કરે છે તે બધા હિંસાના વધુ ઓછા જવાબદાર ગણાય. આ જવાબદારીથી કોઈપણ તેવા પદાર્થ વાપરનાર છૂટી શકશે નહિ

## સ્વાસ્થ્ય અને સંસ્કૃતિનું ખૂન

હિંસાજન્ય પદાર્થોના વપરાશથી જૈન સંસ્કૃતિનું ખૂન થયું છે, અને સાથે સાથે સ્વાસ્થ્ય પણ ગુમાવ્યું છે. તમારા ખાવા માટે આજે મીલનો દળાયેલો લોટ કે જે રાક્ષસી યંત્રમાં સેંકડો નાના નાનાં જીવડાં પડી ગયેલુ, સડેલુ અનાજ પીસાઈ જાય છે, તે હોય છે વેજીટેબલ તરીકે પ્રસિદ્ધ થયેલુ ચરબીનું ઘી અને કસાઈખાને તૈયાર થયેલી ભેંસનું દૂધ, અને અધુરામાં પૂરું તમારાં ચહ પટર જેવા તમારાં બીજાં અનેક વ્યસનો તો સાથે ને સાથે જ. તમારા મોઢાપરનાં નૂર, લાલિમા અને તેજ સૂકાયાં છે. શરીર

હાડકાનું પુતળું થઈ રહ્યું છે. છતાંય તમારા વિકાર અને વિલાસની વાત જ શી કરવી? તેના ઉપાયો માટે ડૉક્ટરો તૈયાર છે. તે કહેશે કે કૉડલીવર ઑઇલ એટલે કે કૉડ નામની માછલીના કલેજાનું તેલ લાવો, એ બહુ ટોનીક છે. આ સિવાય હેમોગ્લોબીન–જીવના બળદનું જીવતું લોહી, બકરાનું લીવર, વાંદરાની ગ્લેન્ડ બતાવે છે. તેઓ સાહેબોને એવો થોડો જ ખ્યાલ હોય છે કે વનસ્પત્યાહારીને આ દવા ન શોભે! અને ડૉક્ટરી દૃષ્ટિએ પણ અનુકૂળ ન થાય. વસંતમાલતી, અભ્રકભસ્મ અને એવી બીજી દવાઓ ક્યાં ઓછી છે? પરંતુ તે બિચારાનો શો દોષ! તે તો વિદેશી એજન્ટો જ માત્ર બની ગયા હોય, તેવી પરિસ્થિતિ છે કરોડો રૂપિયાનો બોજો અને ધર્મભ્રષ્ટતા એ બે તત્ત્વો આથી સાપડયા તેનું તો ભાન જ કયાં છે? ડૉક્ટરોને શું કહીએ? કોઈનું કયાં તે તરફ લક્ષ્ય છે? તંદુરસ્તી ગુમાવવામાં શકય એવાં બધાં સાધનો તમારી પાસે તૈયાર છે. આ રીતે ભૂલ તમે કરો અને તેનું પરિણામ ભોગવવું બીજા નિરપરાધી પ્રાણીઓને. આ તે કયાનો ન્યાય? તમારી દવા માટે કેટલાં પ્રાણી હોમાયાં, તે તમે વિચાર્યું છે? વ્હેમી અને બાળઅજ્ઞાની જીવો દેવીને કુકડા બકરાં ચઢાવ, તમે આ રીતે જાણ્યે અજાણ્યે હિંસાના ભાગીદાર બનો. તમારામાં અને તેમનામાં અંતર કેટલું છે તે જરા ફુરસદે તપાસજો.

તમારા નિમિત્તે હજારો જીવો મરે એ તમોને બેહૂદું નથી લાગતું? આ હિંસાને ને શ્રાવકનાં વ્રતોને કાંઇ સંબંધ છે કે કેમ? એ એકાંતમાં વિચારજો, અને આ પરથી જો હું કંઇ પણ તમોને જૈનત્વનો વાસ્તવિક વિશ્વમમાર્ગ સમજાવી શકયો હોઉં તો હવેથી તમારા પ્રત્યેક કાર્યમાં અને વપરાશની ચીજ વાપરવામાં તે પ્રાણીજન્ય તો નથી ને! તેનો ઉપયોગ રાખજો.

અને તમો જાતે કાર્ય કરો તેમાં પાપ છે અને ઇતર લોકો પ્રાણીજન્ય પદાર્થો બનાવે તે વાપરવામાં પાપ નથી; એવી ખોટી

માન્યતાને કાઢી નાખજો. ખેડુતોને કૃષિનું કાર્ય કરતાં નાનાં મોટાં જીવડાંનો અજાણતાં ભોગ લેવો પડે છે, તેથી પાપ લાગે છે. ગાયોના પાલનમાં પણ પાપ રહેલું છે. કોઈ વેપારમાં પણ પાપ લાગે છે, માટે આપણે તો નોકરી કરીએ કે સટ્ટો કરીએ તેમાં પાપ નથી, એ માન્યતાને પણ દૂર કરજો. ઉપરના ધંધામાં પાપ છે; છતાંય તે પાપ ધોઈ શકાય તેવું છે. વસ્તુતઃ વૃત્તિમાં પાપની નિબિડતા છે. તે તો નોકરી કરનારને અને તેથી ઘણગણી સટ્ટો કરનારને રહે છે, તે રહસ્ય પણ આજની અહિંસાની વ્યાપકતાપરથી સમજવાનું છે.

આ સિવાય પણ નાની બાબતોમાં તમારી બેદરકારીથી કેટલી હિંસા થાય છે તે તમોને ટૂંકમાં સમજાવી દઉં. ઘણા ભાઈઓ અને બ્હેનો પોતાની આળસુ વૃત્તિથી ખાળ કે ગોકડીમાં ભરાયેલું પાણી તેમ ને તેમ રાખી મૂકે છે. ઘી તેલ વગેરેનાં વાસણો ખૂલ્લાં મૂકી દે છે. આમાં કેટલા નાના જંતુઓનો કચ્ચરઘાણ વળે છે અને પોતાનું આરોગ્ય બગડે છે તે સમજવું જોઈએ. આમાં ધનની કે શક્તિની જરૂર નથી, કેવળ વિવેકની જ જરૂર છે.

સાચી અહિંસાનો આરાધક પણ પોતાનો વ્યવહાર તો બધોય કરે; છતાં ક્રિયા પાછળની વૃત્તિમાં ખૂબ ફેર હોય, હિંસક હિંસા જ કરે, અને અહિંસક હિંસા ન જ કરે, તે કંઇ અહિંસક અને હિંસકને ઓળખવાનું એક જ ચિહ્ન નથી. સેંકડો ભૂપતિઓ જૈનો હતા એ વાત જૈન આગમો અને ઈતિહાસો બન્ને કહે છે. શું તેઓ ન્યાય કે કર્તવ્ય ખાતર અપરાધીની હિંસા નહિ કરતા હોય? જરૂર પણ ફેર માત્ર એટલો કે કર્તવ્ય ખાતર; નહિ કે હિંસા ખાતર.

સાચો વીર જ અહિંસક બની શકે ને અહિંસાને પચાવી શકે. નિર્બળ માણસ પ્રત્યક્ષ હિંસા ભલે ન કરતો હોય તો પણ તેની વૃત્તિનું માલિન્ય એટલું બધું કાળું અને કારમું હોય કે તેને જૈન દર્શનથી માપીએ તો તે અહિંસા ન ગણાય. વીરપુરુષ જ સહિષ્ણુતા જાળવી શકે છે. એટલે કહેવડાવાતા જૈને વૃત્તિમાં આખા વિશ્વ સાથે મિત્રભાવ કેળવવા સારુ "मित्तीमे सव्वभुएसु" એ સૂત્ર કહેવામાં નહિ પણ વર્તનમાં અનુભવવાનું રહ્યું ! જ્યારે આવી ભગવાન મહાવીરની ઉદાર અહિંસાની સમીક્ષા થશે, ત્યારે માનવજાતિ પ્રથમ તો માનવજાતિ પ્રત્યે પ્રેમનાં વહેણ વહાવશે, અને માનવ માનવને ઉપયોગી થઇ પડશે. ત્યારે માનવજાત રોટલાના ટુકડા માટે ટળવળશે નહિ, ઉપયોગી જાનવરો, શોખ, વિલાસ અને રસાસ્વાદ માટે કપાશે નહિ, માનવ જાતની સંસ્કૃતિ ઝળહળશે અને જગતની શાન્તિમાં ઉમેરો થશે.

॥ ૐ શાન્તિ ॥